

ભારતવર્ષના વિશ્વવિખ્યાત કવિવર ડૉ. રવીંદ્રનાથ ટાગોર, જેમની એક સુરસિક વાર્તા "દાદાજી શેઠ"નું ભાષાંતર—જે કલકત્તા યુનીવર્સીટીના સંસ્કૃતના પ્રોફેસર ડૉ. એરચ જાંહગીર તારાપોરવાળા, પીએચ. ડી. એઓએ કરેલું છે તે—સામેના પાના પર પ્રકટ કરવામાં આવ્યું છે.

૧

નયનજોડના જમીનદારો એક સમયમાં મોટા શેઠીઆઓ તરીકે જાણીતા હતા. તે કાળમાં મોટા શેઠીઆ થવું કૈં ઘણું સહેલ કામ ન હતું. હાલ જેમ રાજા અથવા રાયબહાદુર વગેરે ખીતાબ મેળવવા માટે ખાણાપીણા, નાચરંગ, ઘોડદોડની શરતો તથા સલામ સીફારસ વગેરેનું શ્રાદ્ધ કરવું પડે છે, તેમજ તે સમયમાં પણ સાધારણ લોકો પાસેથી "શેઠ" નો ઇલકાબ મેળવવા માટે દુઃસાધ્ય તપશ્ચર્યા આદરવી પડતી.

આ અમારા નયનજોડના શેઠીઆઓ ઢાકાની મલમલનાં ધોતીઆમાંથી પણ ઝીનારી ફાડી નાખતા; કારણ ઝીનારી જરા જાડી હોવાથી તેઓના સુકોમળ શરીરને તથા "શેઠાઈ" ને વ્યથા થતી. તેઓ એક લાખ રુપીઆના ખરચે બીલાડીનાં બચ્ચાનાં લગ્ન કરી આપતા. બીજી એકવાર કોઇ ઉત્સવ નિમિત્તે રાત્રિને દિવસમાં ફેરવી નાખવા તેઓએ નિશ્ચય કર્યો, અને અસંખ્ય દીવા સલગાવી સૂર્યનાં કિરણો તરીકે સાચા રુપાનાં તારોની આકાશ પરથી વર્ષા વર્ષાવી.

આ પરથી બધા સહજ જાણી શકશે કે શેઠીઆઓની શેઠાઇ વંશપરંપરા કાયમ કેમ રહી શકી નહીં. ઘણી જ્યોતની દીવીમાં થોડાજ સમયમાં તેલ બળી જાય છે, તેવીજ રીતે તેઓનાં "તેલ" નો પણ આ ધામધુમોમાં છેડો આવી ગયો.

અમારા બાબુ કૈલાસચંદ્ર રાયચૌધરી એજ પ્રખ્યાત અને યશસ્વી નયનજોડના ખાનદાનના એકલ છેલ્લા વંશજ હતા. એમનો જન્મ થયો ત્યારે "તેલ" દીવીના તળીઆમાં આવી રહ્યું હતું.

પિતાશ્રીનું મૃત્યુ થતાંજ નયનજોડના ...ઓને છાજે તેવા શ્રાદ્ધશાંતિ વગેરે અસાધારણ કેટલાક પ્રસંગો થયા, અને તે વેળા દીવી છેવટના પ્રકાશથી ઝળકી ઉઠી, અને પછી પુરેપુરી હોલવાઇ ગઇ. બધી માલમીલકત દેવામાં ઘસડાઇ વેચાઇ ગઇ. જે કૈં બચત રહ્યું તે આવા મહાન્ પૂર્વજોની ખ્યાતિ તથા ગૌરવ સાચવી શકે તેટલું ન હતું.

એ કારણથી નયનજોડનો ત્યાગ કરી પુત્ર સહિત કૈલાસબાબુ કલકત્તે પધાર્યા અને ત્યાંજ ઘર લઇ રહ્યા. પુત્ર પણ એક પુરી કન્યા મેલી આ હતગૌરવ સંસાર ત્યાગી સ્વધામ ગયા.

અમો કલકત્તામાં તેમના પડોસી થઇએ. અમારો ઇતિહાસ તેમનાથી તદનજ જુદા પ્રકારનો. મારા પિતાજી પોતાની જાતમહેનતથી ધન કમાયા હતા. તે કદી પોતાના ગોઠણથી નીચું ધોતીઉં પેહેરતા નહોતા; અને કોડીએ કોડીનો હીસાબ રાખતા. વળી "શેઠીઆ" થવાનો તે મુદ્દલ લોભ રાખતા નહીં. આ કારણથી હું, તેમનો એક પુરો પુત્ર તેમને સદા કૃતજ્ઞ રહીશ. હું જે સઘળું ભણ્યો છું, અને મારા પ્રાણ તથા માનની રક્ષાર્થે ઉપયોગી ધન જે મેં વિના પરિશ્રમે તેઓની પાસેથી પ્રાપ્ત કર્યું છે, એજ હું પરમ ગૌરવનો વિષય માનું છું. ખાલી તીજોરી અને "શેઠીઆ" ઓનાં ખાનદાનના ઉજ્જવલ ઇતિહાસ વારસારૂપે પ્રાપ્ત થાય તે કરતાં મારી પેટીમાં સરકારી નોટો અને નગદ ભર્યાં રહે એ હું વધારે પસંદ કરું છું.

અને તેથીજ મને લાગે છે કે કૈલાસબાબુ પોતાના પૂર્વજોની દીવાળું ફુંકેલી બેંક પર પોતાના ઇતિહાસરૂપી લાંબા ચોડા "ચેકો" ચલાવતા, ત્યારે મારાથી એ સહન થઇ શકતું નહીં. મને લાગતું કે મારા

પિતાએ પોતે ભને ધન એકઠું કર્યું હતું તેથી કૈલાસબાબુ મનમાં ને મનમાં તેમની અવગણના કરતા. મને ગુસ્સો આવતો ને હું મનમાં પ્રશ્ન કરતો કે ખરેખર અવગણના કરવા યોગ્ય કોણ? જે આખું જીવન કઠોર વૈરાગ્ય સ્વીકારી, સર્વ પ્રકારની લાલચોને દૂર કરી, લોકોની તુચ્છ વાહવાહને ઠોકરે મારી, જરાએ અચકાયા વિના અને બુદ્ધિકૌશલથી બધા પ્રકારનાં વિઘ્નોને પરાસ્ત કરી, એક એક કરી રૂપીઆનો અને સમૃદ્ધિનો એક "પીરામીડ" જેવડો ગંજ ઉભો કરે તે, અથવા જે આવો એક માણસ ગોકુળ સુધી આવે એવડુંજ ધોતીઉં પહેરે છે એવું કહી તેને તુચ્છકારી કહાડે તે?

તે વેળા મારી વય ઉછરતી હતી, તેથી જ આ પ્રકારના તર્કવિતર્ક મનમાં ઉભા થતા અને ક્રોધ ઉત્પન્ન થતો. ઉમર વધતાં મનમાં થયું જે "તેમાં મારે શું? જેની પાસે કૈં નહી મળે તે અહંકાર કરી સુખ મેળવતો હોય તેમાં મને શું ખોટ આવશે? ઉલટું તે બીચારાને મનમાં સંતોષ ઉપજશે."

પણ મારા શીવાય બીજો કોઈપણ કૈલાસબાબુ પર કોપ કરતો ન હતો. કારણ એવો નિર્દોષ પુરુષ વિશ્વમાં જડવો કઠણ પડે. ક્રિયાકર્મે સુખદુઃખે બધા પડોશીઓ સાથે તેમનો સંપૂર્ણ સહયોગ હતો. બાલક કે વૃદ્ધ કોઈને પણ જોતાંજ તે હસતે મુખે મીઠા વચન બોલતા, અને જ્યારે કુટુંબપરિવારના બધાનાં કુશળ સમાચાર પુછાઈ રહેતા, ત્યારેજ તેમને કળ પડતી. તેથી જ્યારે જ્યારે કોઈ સાથે તેમનો મેળાપ થતો, ત્યારે ત્યારે એક લાંબી જેવી પ્રશ્નોત્તરમાળા ઉભી થતી. "કેમ છો, ઠીક તો ખરા? શરીર તો કુશળ છે? અમારા મોટાભાઈ સારી પેઠે છે? નાનકડા મધુરા છોકરાને તાવ આવ્યો હતો એમ સાંભળ્યું તે હમણા તો ઠીક છે ના? હરિચરણ બાબુને ઘણા દિવસથી જોયા નથી, તેમને કૈં અસુખ તો નથી? તમારા રામાકાન્તના શુભ સમાચાર તો કહો? ઘરમાં એ બધાં કેમ છે? ...ઇત્યાદિ, ઇત્યાદિ.

એ ઘણાજ સાફ અને સુઘડ રહેતા. કપડાં ચપડાં ઝાઝા તો હતાજ નહીં. પણ ખમીસ, અંગરખો, બેસ-કોટ નહીં પણ બીછાનાંમો, એક પુરાણો ચારસો, તકીઆના ગલેફ અને એક નાનું આસન વગેરે—બધાં પોતાને હાથે સાફ કરી, તડકે નાખી, ઘડી કરીને ઠીક જગ્યા પર મુકતા. તેમને જોઈને આપણાં મનમાં લાગે કે એમની પાસેના થોડાંક પોશાકોમાંના થોડાકજ ચાલુ વપરાસના બહાર કાઢેલા છે. તેજ મુજબ એમના ઓરડાના સાધારણ પણ સફાઈદાર અસબાબનું સમજી લેવું. જોનારના મનમાં એમ થાય કે બીજું ઘણુંય પડ્યું હશે

નોકરચાકરની ગેરહાજરીમાં અનેકવાર પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી તે પોતાને હાથે કપડા ધોઈ સાફ કરતા હતા અને બેસ તથા અંગરખાને ઘણી સંભાળથી ઇસ્ત્રી કરતા ને ઘડી વાળી મુકતા. તેમની મોટી જમીનદારીના સમયમાં કીંમતી કીંમતી અનેક વસ્તુઓ તેમની પાસે હતી, પણ હાલ તો એક રૂપાની ગોલાબાસ, એક અત્તરદાન, એક સોનાની થાળી, એક રૂપેરી હુક્કો અને એક અસલી બહુ મોંઘી કીંમતની શાલ તથા પુરાણી "ફેશન"નો એક સફેદ દરબારી પોશાક અને પાઘડી. એટલીજ વસ્તુઓ દરિદ્રતાના ભયંકર મુખમાંથી ઘણી મુશ્કેલીએ બચાવી લીધી હતી કોઈપણ હીંગામ આવે આ બધી વસ્તુઓ બહાર નીકળતી, અને નવનજોડની પુરાતની કીર્તિની ખબર દરશાવતી.

આ તરફ કૈલાસબાબુ "માટીનાં માણુસ" હોવા છતાં પણ વાતચીતમાં જે અહંકાર દેખાડતા તે જાણે પોતાના પૂર્વજોની કીર્તિ જાળવવા કાજેજ હોય એમ ધારતા,

આસપાસના બધા લોક એમને "દાદાજી શેઠ"ને નામેજ ઓળખતા, અને દરરોજ તેમને ત્યાં મોટી સભા ભરાતી. પરંતુ તેમની આ ગરીબ અવસ્થામાં પાન તમાકુનો ખરચ તેમને શિર ન પડે કરી પડોસીઓમાંથી કોઇ ને કોઇ શેરેક તમાકુ વગેરે લેતા આવતો અને તેમને કહેતો, "દાદાજી શેઠ; જરા આ ખાઇ તો જુઓ, ગયાથી આજેજ બહુ ઉંચો તમાકુ આવ્યો છે."



નોકરચાકરની ગેરહાજરીમાં અનેકવાર પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી તે પોતાને હાથે કપડાં ધોઇ સાફ કરતા હતા.

દાદાજી શેઠ એક બે ચપટી ચાખી કહેતા, "બહુ સારો ભાઇ, તમાકુ સારો છે, પણ—" તે પરથી સાઠ પાંસઠ રૂપીએ તોલાનો તમાકુ જે તેમની પાસે હતો તેની વાત નીકળતી, અને તે હાજર રહેલાઓને પુછતા: "તમો સાહેબોમાંથી કોઇને તે તમાકુ ખાઇ જોવાની ઇચ્છા છે?"

બધા જાણી રહ્યા હતા કે કદાચ

આ બાબદમાં બધા એમને વધુ ઉશ્કેરતા, અને એમની એ વાતોથી બધાને ઘણો આનંદ મળતો.

કોઇની ઇચ્છા થાય તો તે બાકસની ચાવી જડે નહીં, અથવા ઘણીક શોધખોળ પછી માલમ પડે કે તેનો ચાકર ગણેશ કમબખત તે

તમાકુ ક્યાંક મુકી ગયો છે; તેનું તો કદી ઠેકાણુંજ રહેતું નહીં. ગણેશ બાપડો પણ મુગે મોઢે આ બધી વર્તાતો સ્વીકાર કરી લેતો. ત્યાર પછી બધા બોલી ઉઠતા, "દાદાજી શેઠ, હવે જવા દ્યો, એ તમાકુની ઝેણુ ઘણી છે, તે અમારી જીભે ખમાય નહીં. અમને આ સાધારણુંજ આપશે."

આ સાંભલી દાદાજી શેઠ વધુ દબાણ ન કરતાં જરા હસતા. સાંજે બધા વિદાય થતી વેળા ડોસા એકાએક બોલી ઉઠતા—"હવે આ તો થયું, પણ તમો ક્યારે બધા મારે ત્યાં જમવા આવશો, બોલો તો ?"

ત્યારે બધાઓ કહેતા—"હા એક દિવસ વિચાર કરી નિશ્ચય કરવો ઠીક પડશે."

દાદાજી શેઠ પણ અનુમોદન આપતા—"બહુ સારું, પણ જરા વરસાદ પડે ને ઠંડક થાય પછી વાત, આટલી ગરમીમાં મોટું જમણ પચે નહીં."

પણ વરસાદ પડયા છતાંએ કોઇપણ દાદાજી શેઠને તેમની પ્રતિજ્ઞાની યાદ દેવડાવતો નહીં. અને જો તે વાત નીકળી તો બધા કહેતા કે આ "આ વરસાદ વાદલમાં ક્યાં ઘરની બહાર નીકળીએ ? પછી જોઇશું."

આટલા નાના ઘરમાં રહેવું તેમને સારું લાગતું ન હતું, અને તેમને અનેક અડચણ ખમવી પડે છે, એમ તેમના સઘળા મિત્રો તેમની સમક્ષ કહેતા. પણ કલકત્તા શહેરમાં રહેવા લાયક મકાન મળવુંજ એટલું કઠણ છે, કે ખરીદાય તો ક્યાંથીજ ! એ વીશે કોઇના પણ મનમાં સંદેહ હતો નહીં. એ તો શું પણ છ સાત વરસ થયાં દાદાજી શેઠને લાયક મકાન ભાડેનું પણ શોધ્યું જડતું નહીં. છેવટે દાદાજી શેઠ કહેતા—"તેમ તો તેમ, ભાઇ, તમારી પાસે છું એજ મારે મન મોટું સુખ છે. નયનજોડનું મોટું બાદશાહી મકાન તો મારે માટે છેજ, પણ ત્યાં તમો જેવા મિત્રો મળશે ?"

મારી તો ખાતરી હતી કે દાદાજી શેઠ સારી પેઠે જાણતા હતા, જે બધાં તેમની અવસ્થા જાણે છે, અને જ્યારે તે નયનજોડની અસલી વાતો કરતા અને હાલ પણ બધું તેમજ રહ્યું છે એમ મનાવતા, અને બીજાઓ એ વાતનો મોઢેથી સ્વીકાર કરતા, ત્યારે તે અંતઃકરણમાં તો સારી પેઠે સમજતા, કે આ છલના કેવળ પરસ્પરની મિત્રતામાં વધારો કરેછે; બીજું કંઈ નહીં

છતાંયે મને અત્યંત ક્રોધ ઉપજતો. નાની ઉમરમાં બીજાનો એવો નિર્દોષ ગર્વ પણ દાબી નાખવાની ઇચ્છા થાય છે, અને બધી રીતની ત્રુટીઓમાં સર્વથી મોટી ત્રુટી બુદ્ધિની નજરે પડે છે, અને તે સહન કરી શકાતી નથી. કૈલાસબાબુ કંઈ મૂર્ખ તો નજ હતા, કામકાજમાં તેમની સહાયતા તથા તેમની શીખામણ બધાને ઉપયોગી થઇ પડતી; પરંતુ નયનજોડની વાત આવી કે બુદ્ધિનો એક લેશ માત્ર અંશ પણ તેમનામાં દેખાતો નહીં ! બધા એમને ચાહતા અને એમનાથી આનંદ મેળવતા, તેથી તેમની એ વીશે કોઇ પણ વાત ગમે તેવી અસંભવિત હોય, તોયે વિના પ્રશ્ને સાંભળતા, એથી કરી તે પોતાની કથાને કોઇપણ હદમાં રાખી શકતા નહીં. અને જ્યારે બીજા લોકો પણ તેમને ખુશ કરવા અથવા સંતોષ આપવા નયનજોડની વાતો કરતા ત્યારે અતિશયોક્તિનો ઝાઝો ઉપયોગ થતો, પણ તેમને એમાં કંઈ વિપરીત દેખાતું નહીં. તે વગર અચકવે બધું કબુલ રાખતા, અને સ્વપ્ને પણ તેમને સંદેહ થતો નહીં કે આ લોકો બધી વાતોમાં લેશભાર પણ અસત્ય છે એમ માનતા હોય.

મને કોઈ કોઈ વાર, ઇચ્છા થતી કે આ ડોસા હવામાં મહેલ બાંધી રહેલ છે; મનમાં એને ચિરસ્થાયી ધારે છે, તેથી મારે એ મહેલને બાંધતાં દેખતાં એક બે તોપને ગોળે ઉડાવી મુકવો જોઇએ. ઝાડની ડાળ પર બેઠેલાં પક્ષીને જોતાંજ શીકારીને ગોળી ચલાવવાની ઇચ્છા થાય છે. પહાડની કીનાર પર એકાદ પથ્થર પડ્યો હશે તે જોતાંજ બાલકને ઇચ્છા થાય છે કે તેને લાકડી વતી ગબડાવી દે. જે વસ્તુ દર પળે પડું પડું કરી રહેલી હોય, અને કૈક કારણથી પોતાની જગ્યા પર ચોંટી રહી હોય, તેને પાડી નાખવી એજ સંપૂર્ણતા પ્રાપ્ત કરવાનું સાધન; અને જોનારના મનને તૃપ્તિદાયક. કૈલાસબાબુની મિથ્યા સૃષ્ટિનો મહેલ એટલો તો સરળ હતો, તેની ભીંતો એટલી તો દુર્બળ હતી, અને મારી કલ્પેલી તોપના મુખની સામેજ એ મહેલ જાણે એવો તો છાતી કહાડી ઉભો હતો, કે તેનો એક પળમાં વિનાશ કરવા મનમાં એક આવેગ આવતો. માત્ર આલસ્યને લીધે અને બધા લોકને અનુસરીને ચલવાની ટેવ પડી હોવાથી આ કાર્ય મુલતવી રહ્યું.

૨

મારા મનમાં છુપા ભાવોનું બારીક અવલોકન કરતાં મને લાગે છે કે કૈલાસબાબુ-સામેના મારા દ્વેષનું એક બીજું પણ ગૂઢ કારણ હતું. એ જરા વિસ્તારીને વર્ણવેલું ઠીક પડશે.

હું પૈસાદાર બાપનો દીકરો છતાંએ નાની વયે એમ. એ. ની પરીક્ષા પસાર કરી. જુવાન છતાંયે કોઈ પ્રકારની કુટેવો અથવા વાંધાભરી મોજમજાહોનો શોખ હતો નહીં. અને ઉમરમાં આવ્યા પછી અને સ્વતંત્ર થયા છતાંયે મારામાં કૈં પણ વિકૃતિ જોવામાં આવી નહીં. તે ઉપરાંત મારા ચહેરાનું સૌંદર્ય એવું હતું કે જો હું જ તે માટે બોલું તો કદાચ ગર્વ ગણાય પણ અસત્ય તો નજ કહેવાય.

આથી કરી બંગાલ દેશમાં "લગ્નનાં બજાર"માં મારી કીંમત ઘણી મોટી હતી તેમાં સંદેહ નહીં. એ બજારમાં મારું પુરું દામ મને મળવુંજ જોઇએ એ રીતની મેં દૃઢ પ્રતિજ્ઞા લીધી. ધનવાન પિતાની, પરમ રૂપવતી, એકપુરી વિદુષી કન્યા મારી કલ્પનામાં બીરાજી રહી હતી.

દશ હજાર રૂપીઆની રીત લઇ દેશ દેશાવરથી મારે માટે માગાં આવવા માંડ્યાં. હું તદ્દન સ્વસ્થ ચિત્તે નિષ્પક્ષપાતનો કાંટો ધરી દરેક ઉમેદવારનું તોલ કરતો. કોઈ પણ મારી સહચરી થવા યોગ્ય લાગી નહી. છેવટે મને ભવભૂતિનું વચન સાંભર્યું:—

उत्पत्स्यते मम तु कोऽपि समानधर्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ॥*

પણ વર્તમાન કાળમાં આ નાનકડા બંગ દેશમાં આવું દુર્લભ અને અસંભવ મનુષ્ય જન્મ્યું હતું કે નહીં તેનો મને સંદેહ હતો.

કન્યા દેવાને ઉત્સુક થએલાં માબાપો નાના પ્રકારની યુક્તિઓ રચી મારી પ્રશંસા અને સ્તુતિ કરી તથા વિવિધ ઉપચાર કરી મારી પૂજા કરવા લાગ્યાં, કન્યા પસંદ પડે કે ન પડે પણ મારા મનને એ પૂજા કૈં ખરાબ લાગી નહી. સપુત જાણી કન્યાઓના

[ વધુ માટે જુવો પૃષ્ઠ ૭૫ ]

* "મારો સમાનધર્મ કોઇપણ નર જન્મશે તો ખરો, કારણ કાળ અનન્ત છે અને પૃથ્વી વિશાલ છે." આ વચન મહાકવિ ભવભૂતિએ પોતાની કૃતિઓ કોણ સમજી શકશે એને ઉદ્દેશી માલતી માધવ નાટકમાં કહ્યું છે.

# કવિ નરસિંહરાવને

એક સ્નેહાંજલિ

---

લેખક

રા. લલિત,

સભ્ય, સાહિત્ય સંસદ.



કવિ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા

૨

દામ્પત્યના ક્રમણુના સુકુમાર કાલે—
  કાંતિભરી કુસુમમાળ ગુંથાય વ્હાલેઃ
વિશ્વેભરી લલિત સૃષ્ટિ દિસે બધે જ્યાં—
  સૌન્દર્યદૃષ્ટિ વિલસેજ યથેચ્છ જ્યાં ત્યાંઃ

એવી અહા! કુસુમકુંજ ગૃહે રચીને
  આવો, સખિ! સુજનને પધરાવિયેઃને—
ઝુલાવીએ ઉરહિંડોલ, ઝુકી રહીનેઃ
  ગુંજી રહે હૃદય પ્રાણવીણા તહીં એ!

એ સૂરને વહન, આત્મસુવાસ ઘુમે,
  બ્રહ્માંડ નૃત્ય મહીં તાન પ્રમત્ત પૂરેઃ
ઝંકાર નૂપુરતણો અણુરેણુ વાજેઃ
  જો! પ્રાણ! એ પ્રણયસંગીત આજ ગાજે!

૩

એ ગર્જને, સ્થળસ્થિતિ સમયાંતરો ક્યાં—
  આંદોલને દિલ નિરંકુશ ડોલતું જ્યાં?
ભક્તિપ્રભાવ સખિ! જો! રસસિદ્ધ જાગે!
  જો! પ્રાણ! રમ્ય પરમાદ્ભુતતા પ્રકાશે!

એ ધૂન આમ ઉછળે પ્રભુ-કીર્તને હો!
  સંસાર-સંજીવન તો સખિ! એજ એ હો!
ન્યાળી પ્રભુત્વ જ પ્રભુ પ્રિયનુંજ એવું—
  ગીતાશ્રુ અંજલિ ધરી રસભક્ત રહેવું!

અશ્રુ કરુણ મધુરાં, સખિ! અશ્રુ વ્હેજોઃ
  ઉર્મિ નલિન સમ દિવ્ય ઉરથી રહેજોઃ
લીલી લવિંગથી લીલાજ સુશીલ છાજેઃ
  ઔદાર્યશૌર્ય નરસિંહ તણાં રહાજો! *

* તા૦ ૨૮-૧૦-૧૫: વડોદરાને વડલે અમારી મંડળીમાં સ્ફુરેલું આતિથ્ય ગીત.





# મારી કામચલાઉ ધર્મપત્ની

લેખક
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રમુખ, સાહિત્ય સંસદ.

"હે વીસમીસદીના પત્નીપરાયણ રામચંદ્રો! આ મથાળું જોઈ ભડકશો મા." એની ચમકથી અંજાઈ આંખો મીંચશો નહીં; તેમાં રહેલું રહસ્ય શું છે તે શોધવા, તમારી બેશરમ કલ્પનાથી પ્રયત્ન કરશો નહીં. હું પણ ચુસ્ત પત્નીવ્રત પાળનાર છું, અને ન હોઉં તો પણ મારા ઘરમાં રહેલાં જગદંબા એ અસિધારાવ્રતમાંથી મને ખસકવા જેટલી ફુરસદ કે તક આપે તેમ નથી માટે બેધડક આગળ વધજો.

× × ×

એ તો બધાને યાદ હશે કે સંવત ૧૯...ના વૈશાખ મહીનામાં ગુજરાતમાં લગ્નસરાનો ચેપી રોગ ફાટી નીકળ્યો હતો, અને જેનાથી જેટલાં બને તેટલાં દીકરા દીકરી પરણાવવાના પ્રયોગો થતા હતા.

તે પહેલાં બે વર્ષ ઉપર જ્યારે હું રેવેન્યુ ખાતામાં સર્કલ ઇન્સ્પેક્ટર તરીકે બેઠું ખાવાની, તલાટીઓનો લાડુ દૂધપાક જમવાની ઉત્તમ નોકરી કરતો હતો, ત્યારે ભારકુવા ગામના દયાળજીભાઈ જોડે મારે ઘણો સારો નાતો હતો. એ નાતો કેવા પ્રકારનો ને કયા કારણસર થયો હતો, તે હવે હું વોરસોનના પ્રતાપે મામલતદાર થયો હોવાથી કહી શકતો નથી. પણ એટલુંજ કહેવું બસ થશે, કે આ મોસમમાં તેને ત્યાં ત્રણ છોકરા પરણે અને હું ન જાઉં તો એના ગણપતિ પણ ભીંથી મુંહ રાખીને બેસે નહીં, એવો અમારે સંબંધ હતો.

આ વખતે હું અવલ કારકુની સુધી પહોંચી ગયો હતો, અને પુનેથી સરકારી કામ કરી પાછો આવતો હતો. એટલે ભથ્થુંભાડું પણ બારોબાર નીકળે એમ હતું. આ કારણથી જે ફ્લેગ સ્ટેશન—નામ દેવાની જરૂર નથી—થી ભારકુવા જવાતું હતું, તેની થર્ડ ક્લાસની-(સરકાર તો મને સેકંડ ક્લાસનું ભાડું આપતી હતી પણ તેમાં શું?)—ટીકીટ લઈ હું જે રગશીઆ ગાડી સવારે નવ વાગે નીકળે છે તેમાં બેઠો. એ ગાડીમાં અનેક સુખ છે. એક તો એમાં નવરો હોય તે આવે, અને હાલમાં પાકેલા મુસાફરીના અખબારોથી પીડાતા ઘરપચીઆઓ પગ મુકે જ નહીં. એટલે પગ લંબાવવાની જગ્યા મળે. બીજું તો ઉપરી અમલદાર એમાં ભાગ્યેજ બેસે, એટલે થર્ડ ક્લાસમાં કેમ બેઠા, આજે મુસાફરી કેમ કરો છો, હેડક્વાર્ટર્સ પર કેમ નથી, એવી અનેક ખણખોદ કરી એમનો સ્વભાવ બગાડવાની તક એમને મળે નહીં.

હું તો ચર્ની રોડથી આગગાડીમાં ચઢ્યો, અને જે તરફથી ચઢ્યો તેની સામી તરફની બારી પાસે જઇ બેઠો. મારી સામે સામેની બાસ્ટી પર, વીશેક વર્ષની, જરા શરમાતી, જરા ફસ્સાદાર ને જરાક હસમુખી એક બાઇ બેઠી હતી. તેની પાસે તેનું બે એક વર્ષનું, તુમડા જેવું, છોકરું બેઠું હતું; અને બાકીની બાસ્ટી રોકીને એક લંઘુસ જુવાન પોતાના પગ પેલી સ્ત્રી તરફ લંબાવી ઘેરવાની શરુઆત કરી રહ્યા હતા. આ જુવાન પેલી સ્ત્રી ને બાલકના માલીક હતા એમ સ્પષ્ટ લાગતું હતું.

ગ્રાંટરોડથી અસલી જમાનાના, લીલી પાઘડી, ને પાનની ઝોળીવાળા એક દેસાઇ ને તેમનાં વયોવૃધ્ધ દેસાણ ડબ્બામાં ચઢ્યાં; અને દેસાઇ મારી પસે ને એમનાં ધણીઆણી છેક નાકે, એમ મારી બાસ્ટી પર બેઠાં.

આપણે છઇએ તો જરા વાતુડીઆ; તેમાં ડીસ્ટ્રીક્ટ ફરી, દોસ્તી કરવામાં બની ગયા છીએ એક્કા; એટલે આપણે દેસાઇને ઝપ દઇને રંગ પર ચઢાવ્યા, ને ઓલીપેલી વાત કરી તેની જોડે ભાઇબંધી બાંધી દીધી.

પાલગઢ આવ્યું ને મને ભુખ લાગી. રાતના તો બારકુવે ભારે ઝાપટ્યુંજ હતું; એટલે ફલાહાર કરી પેટની શક્તિ વધારવા મેં તો માત્ર અડધો ડઝન કેળાંજ લીધાં. અને તેમાંથી પણ ત્રણ ચાર ખાઇ બાકીનાં પગ આગળ મુક્યાં.

અત્યારે તૃણનો મેરુ–રાઇનો પર્વત વગેરે કહેવતો યાદ આવતાં, વાંચક, તને કહ્યા વિના ચાલતું નથી કે જો પાલગઢ પર મેં કેળાં નહીં લીધાં હોત, અથવા લઇને બધાંજ ખાઇ ગયો હોત, અથવા બાકી રહેલાં કેળાં મારા ને પેલી જુવાન સ્ત્રીના પગ વચ્ચે નીચે ન મુક્યાં હોત —તો મને કામચલાઉ ધર્મપત્ની પ્રાપ્ત કરવા કે મારે આ વાત લખવાનો, કે તારે વાંચવાનો પ્રસંગ આવત નહીં.

પણ ખરે! થનારું થઇ ગયું. ને પેલુ વિચક્ષણ છોકરું—ક્યારે બાસ્ટી પરથી ભોંય પર ઉતર્યું તેની મને ખબર નથી—ધીમે ધીમે, પગ ઘસતું, હીસીઆ મારતું, પેલ બાકીના કેળાં તરફ જવા લાગ્યું.

હું હતો કેળવાયલો, બી. એ. ની ડીગ્રીને ધરનાર અને એક વખત કોલેજમા ખર્ચના સ્ત્રીસન્માનના અરત ઉપર રચેલા ડહાપણનું પારાયણ કરવાનું પણ સોશ્યલ ગેધરીંગ (મેલાવડા) માં માથે લીધેલું, એટલે મારા અંતરમાં સ્ત્રીસન્માનનાં બીજ હતાં તે, ફટ દઇને એકદમ ફાટયાં, ને, રોપો ઊગી નીકળ્યો. હું નીચે વળ્યો, એક કેળું તોડ્યું; ચટ કરતું તેને છોલ્યું, ડકડો કરી પેલા છોકરાને આપ્યો; ને આનંદથી હસતે મોઢે જોઇ રહ્યો.

છોકરાની માએ જરાક તીચું જોયું, તે જરોક છેડામાં હસી ને બબડી "રહેવાં દોને" ઝભલું બગાડશે.

મેં પણ જરા મલકાઇને કહ્યું. "હરકત નહીં." અણજાણમાં મોકાણ મંડાઇ ગઇ! મારા પાડોશી દેસાઇ શેરલોક હોમ્સ બની ગયો. એના ઘરડા મગજમાં એણે ગણત્રી કરી; અને અનુમાન કર્યું કે હું બાપ, પેલી સ્ત્રી, મા—ને આ અમારું છોકરું!

પાલગઢ ગયું એટલે દેસાઇએ તો ઝોળી કાઢી પાન કરવાં માંડયાં; ને બીડી કરી એક, બે, ત્રણ, ને ચાર! વાતો કરતાં, હસતાં ડોસાએ એક પોતાનાં ધણીઆણીને આપી; બીજી પોતાનાં મોઢામાં મુકી; ત્રીજી આપી મને—ને હાથની નીશાનીથી મને સુચવ્યું કે હું ચોથી પેલી સ્ત્રીને આપું!

મારે દીલે તો કંપારી થઇ આવી. હું પરણેલો પરુંવો, જુવાન ને અરથ કારકુનનો મોભો ભોગવનાર,—પેલી જુવાન અપરિચિત છોકરી;—નહી ઓળખાણ, નહી બોલવા વ્યવહાર ને ઉંચકીને હું પાનની બીડીજ આપું ! મારું તો માથું ફરવા માંડયું. મે પણ હાથ વતી દેસાઇને સૂચવ્યું કે એ પાન



તે જરાક છેડામાં હસી ને બબડી "રહેવા દોને, ઝઘડુ બગાડશો."

આપવાનું માન આપેજ લે! અનેક વખતે અમે હાથની 'નીશાનીથી પાન આપવા વાશે નાહક વાદવિવાદ કર્યો. પણ દેસાઇ એકના બે શાના થાય ? 'ભલા આદમી ! એ હું કરતા પોકે ! એ હરમાવાના હી તો ગણશે ને" અરે પણ મૂર્ખ—હું મનમાં બોલ્યો—આ મારા જેવા ભલા આદમીનાં ભાગ્ય ઉઘડેલાં હોય, ને પેલો સુતેલો જવાંમર્દ જાગે, ને મને તેની સ્ત્રીને પાન આપતાં જુએ- તો ? મારા હાડકાનો કચ્ચરઘાણ થાય, ને મારી આબરુનું ધમસાણ નીકળે તેની કોઇ જામીનગીરી આપે ?

પણ મારી નજર પેલી સ્ત્રી પર પડી. તેણે પણ આ રંગ જોયો ને દેસાઇએ કરેલો ધોટાળો સમજી. ન તેનાથી ઉંચું જોવાય, ને નહી મોઢું હસું બંધ રખાય ! તેણે બારીએથી મોઢું બહાર કાઢી. મહામુશ્કેલીએ હસવું ખાળવાના પ્રયત્નો કર્યોજ કર્યો. અને, મારાથી તો હસવું કે રડવું તેનો નિશ્ચય જ થઇ શક્યો નહીં.

"અરે તમે તો અજબ આદમી દેખું !"—દેસાઇ બોલ્યા. અરે ભાઇ હા ! હું કહેવાનો વિચાર કરતો હતો; પણ મને તો એની છાબલો એવો ડર લાગ્યો કે, અડધી આંખ પેલા સુતેલા પહેલવાન પર ને અડધી આંખ પેલી સ્ત્રી પર રાખી પાનની બીડી લઇ ગભરાતાં ગભરાતા મેં પેલી સ્ત્રીની પાસે મુકી.

પેલી સ્ત્રીને પણ ગમત પડી. ધીમેથી, છેડામાંથી હાથ કાઢી તેણે બીડી લીધી, મોઢામાં મુકી ને આ ઘોટાળાથી આવતું હસવું રોકવા પાન ચાવવા લાગી. પણ હસવું રહે શાનું? થોડી વાર થાય ને અમારી નજર ભેગી થાય; નજર ભેગી થાય ને મનમાં કૈં થાય, અને ન છુટકે હસી દેવાય.

આમ કલાક બે કલાક વીતાવ્યા, ને મારે ઉતરવાનું સ્ટેશન આવ્યું—દેસાઇ પણ ત્યાંજ ઉતરવાના હતા. પેલા પહેલવાન પણ થોડીવારથી ઉંઘમાંથી જાગ્યા હતા ને તેજ સ્ટેશને ઉતરવાની તૈયારી કરી રહ્યા હતા. પેલી સ્ત્રી પણ સાથેજ ઉતરવાની તૈયારી કરવા લાગી. છેલ્લા બે કલાકના ગભરાટ ને હાસ્ય રોકવાના સહયોગથી મને કૈં એવો આનંદ લાગ્યો કે સ્ટેશન આટલું વહેલું કેમ આવ્યું તેની સમજ પડી નહીં.

પણ શું કરવું? જેવી ગાડી ઉભી રહી કે દેસાઇ ઉતર્યો—ને તરત પાછળ હું ઉતર્યો. મને તેડવા આવનાર હું કયા કલાસમાંથી ઉતરું છું તે જુવે તે પહેલાં ગાડીમાંથી ઉતરી સેકંડ કલાસ આગળ જઇ ઉભા રહેવું એવો મારો નિયમ હતો; એટલે વધારે વાર મારાથી થોભાય એવું નહોતું. પણ જતાં જતાં મેં પાછળ એક નજર નાંખી; અને જરાક પેલીને જોઇ લીધી. ઉતરતાં ઉતરતાં, પેલા લાંબા ગ્રહસ્થને ઉંઘથી ઘેરાએલે ઘાંટે મેં બોલતાં સાંભળ્યું.

"આ પેલી કોટડી આગળ ઉભી રહે છગનીઆનું પોતીઉં રહી ગયું છે તે હું આપી આવું......"

આ નાનકડા સ્ટેશન પર પણ ગીરદી ને ધમચકડી ઝાઝી હતી. બે એક જાનો કે આવતી હતી, અને ચાર જાન થાય એટલા લોકો તેને તેડવા આવ્યા હતા. એટલામાં હું તો ચપ દઇને સેકંડ કલાસ આગળ જઇને ઉભો. મારા મિત્રનો ભત્રીજો હાંફલો ફાંફલો આવી લાગ્યો: "હો હો—રાવસાહેબ! રાવસાહેબ!" "કેમ મકનજી ઠીક છેને?" મેં જવાબ આપ્યો ને તેને મારી બેગ આપી.

પણ મારી નજર પેલા લંબુસ તરફ હતી. તે દોડતો દોડતો હાથમાં પોતીઉં લઇ એન્જીન તરફ દોડયો. તેણે બે ચાર બુમ મારી. આખરે તેને 'છગનીઓ' જડયો; અને તેની જોડે વાત કરવા તે તેના ડબ્બામાં ચઢયો.

તેની વાત પુરી થઇ નહીં ને એન્જીનની સીટી વાગી. ગાર્ડે આવીને ધડ દઇને પેલા ડબ્બાનું બારણું બંધ કર્યું. "અંદરથી બેસ! લાંબા ઘેરવાલીને પુછીને આવ્યો છે! મરી જસે." પારસી ગાર્ડે સાવચેતી આપી. ગાડી ચાલી ગઇ ને પેલા ભાઇ ગાડીમાંજ રહ્યા રહ્યા, આગળ ધસડાયા!

પેલી સ્ત્રી ને બાલકનું શું થશે? તેને કોઇ તેડવા આવ્યું હશે કે કેમ? આ લંબુસને તે કયાં શોધશે? આવા આવા અનેક પારમાર્થિક વિચારો મને આવ્યા—પણ મકનજીએ મને કહ્યું "રાવ સાહેબ! પેલી દમણી પાસે આવી પહોંચો. હું બીજા પરોણાને લઇ આવું." મેં રોફમાં કહ્યું "હા" મકનજીએ જતાં જતાં કહ્યું "સાહેબ! એમાં બેસજો હું બધાંની ગોઠવણ કરી આવું છું." કહી મકનજી ત્યાંથી બીજા પરોણા તરફ વળ્યો.

દયાળજીભાઇને ત્યાં આ આગગાડીમાંથી દશેક દમણીઓ ભરાય એટલાં પુરુષ અને સ્ત્રી પરોણાઓ આવ્યાં લાગતાં હતાં. ધાંટાધાંટ, ખેંચાખેંચ થઇને દમણીઓ ભરાઇ. બધા વચ્ચે મકનજી ચકર ચકર ફરતો હતો. વળી મારી સાથે ડબ્બામાં હતા તે દેસાઇને પણ કૈં કારભાર કરતા મેં દીઠા.

આખરે દૂરથી મકનજીએ રાડ પાડી "રાવસાહેબ! આપની સાથે આ માસ્તર ને આ શેઠ આવશે. આપ ચાલતા થાઓ."

એક અમદાવાદી વાણીઓ, ને સુરતી પાઘડીવાળો માસ્તર મારા તરફ આવ્યા. અમે ત્રણે એક ડમણીમાં બેઠા, પેલી સ્ત્રીનું શું થયું હશે તેની ફીકર કરતો હું રહ્યો ને અમારી ડમણી ઝપાટાબંધ આગળ ચાલી.

થોડી વારે અમારી આગળ બીજી ડમણી નીકળી તેમાં પેલા દેસાઈ ને તેના દેસાણ બેઠાં હતાં. દોડતી ડમણીમાંથી દેસાઈએ મને કહ્યું "રામ રામ ભાઈસાહેબ! બંનેને બરાબર બેસાર્યાં છે"—એવા કંઈ તેના શબ્દો મને સંભળાયા. બીજા બધા બેઠાં કે નહી તેનો મને શા માટે રીપોર્ટ આપવાની જરૂર તેને જણાઈ, તે તે વખતે તો કંઈ સમજાયું નહીં.

અમે તો ડોલતી શીગરીએ ધુળ ખાતા ખાતા, પાંચ માઈલ કાપી બારકુવા આવી પહોંચ્યા. મારા મિત્રને ત્યાં ચાંલ્લો શો કરવો, મારા મામલતદાર સાહેબે ગઈ વખતે મારી સામુ ડોળા શા સારૂ કાઢ્યા હતા, હું મામલતદારી કેટલે વર્ષે મેળવીશ એવા અનેક વિચારો કરી, પેલી સ્ત્રીનું હસતું, શરમાતું, મોઢુ નજર આગળથી ખસેડવાની મહેનત કરી; પણ બધી વ્યર્થ ગઈ.

જ્યારે મારા મિત્રને ત્યાં અમે પહોંચ્યા ત્યારે તેણે મને વધાવી લીધો. તેના બધા પરોણાને માથે હું મોર હતો એમ લાગ્યું. તેણે લગનની ધામધુમમાં પણ મારે માટે ચહા પાણી તૈયાર રાખ્યાં હતાં; ત્રણ ચાર જણને ત્યાં પણ રાતના ચહા પાણીને ગમનમાં મારે જવાને નિમંત્રણ લઈ રાખ્યાં હતાં. અને એના ઘરની સામેના ઘરનો મેડો મારે માટે ખાસ અલાયદો મુકરર કરી રાખ્યો હતો. આ બધાં માનથી હું તો ખુશ થઈ ગયો, ને આ તાલુકામાં મામલતદાર થવાને ભાગ્યશાળી થાઉં તો જરૂર મારા મિત્રને ઠીક બદલો વાળુ એવો દૃઢ સંકલ્પ કર્યો.

દયાળજીભાઈ સામેની મેડીએ મારી સાથે આવ્યા. મેં મારી બેગ ત્યાં મુકી; તેમાંથી એલપકાનો નવો કોટ, નવું ધોતીઉં, નવો ખેસ ને નવો ફેંટો,—કારણ કે મેં 'નવા જમાનાની રીત પ્રમાણે પાઘડી કાઢી ફેંટો લગાવ્યો હતો, કાઢીને હું લગ્ન સમારંભની શોભામાં અભિવૃદ્ધિ કરવા તૈયાર થઈ ગયો. મારા મિત્રે ધીમે રહીને પુછ્યુ. "રાવસાહેબ! હુકમ મળી ગયો?" "શાનો?" મેં આશ્ચર્ય પામી પુછ્યું. "કેમ? તમે તો અમારા કલેક્ટર સાહેબના ચીટણીસ થવાના છો ને?" તેણે આ જવાબમાં ચાકર રાખી પુછ્યું.

ઓત્તારી! હવે આ બધા અસાધારણ માન ને પાનનું કારણ સમજાયું. એવી મારી નીમણુંક થોડા વખતમાં તો થવાની જ નહોતી; પણ મારા મિત્રની આશાના કીલ્લા તોડી પાડવા, તે આથી પર રચેલી ધામધુમને બીલકુલ બીન અવેજી કરી નાખવી, ને ચીટણીસની મહત્તા છોડી માત્ર બીજા દરજ્જાના અવલકારકુન તરીકેજ ગણાઉં એ મને ગમ્યુ નહી. મેં ભરમ ચાલુજ રાખ્યો: "તેથીજ હું પુને ગયો હતો. પણ કોઈને કહેશો નહી." "

"અરે શું કહો છો સાહેબ!" કહી દયાળજી મને પોતાના મકાનમાં ચહાપાણી વાસ્તે લઈ ગયો.

ત્રણ ઠેકાણે ચહાપાણી, એક ઠેકાણે મીજલસ, બે જણને ત્યાં વરઘોડા, મારા મિત્રને ત્યાં ન્યાત—આ બધી ગરબડ પતાવતાં રાતના અગીઆર વાગ્યા અને છેલ્લી બીજી મીજલસમાંથી હું ને મકનજી પાછા આવ્યા

ત્યારે મારા મિત્રનાં ઘરમાં ઘણાખરા સુઇ ગયાં હતાં. ને સામું મારે માટે રાખેલી મેડીમાંજ માત્ર દીવો બળતો હતો. મકનજી મને ત્યાં લઇ ગયો.

"રાવસાહેબ! આ નીચે કોડ છે, તે વખત છેને દુધ દહોવા આવે તેથી આપ ઉપર જાઓ એટલે આ દાદરબારી હું ખેંચી દઇશ. આપને કોઇ સવારે ઉઠાડે નહીં" મકનજીએ કહ્યું.



સર્કલ ઇનસ્પેકટર તરીકે ઘોડું પલાણી:......

"વારુ" કહી હું દાદર ચહડ્યો ને ત્યની પાસે બારી હતી ત્યાં સુકવા ગયો. મકનજીએ તરત દાદરબારી ખેંચી દીધી; ને નીચેનું બારણું દઇ તે જતો રહ્યો, ને હું સુવા ફર્યો—

—ને મારી આંખે અંધારાં આવ્યાં. હું જાગતો હતો કે નહીં તે પણ સમજાયું નહીં. મેડીમાં પડેલી એકજ પહોળી તળાઇ પર પોતાનું છોકરું થાબડીને ઉંઘાડતી પેલી જુવાન સ્ત્રી બેઠી હતી.

"હેં!" મારું મોઢું પહોળું રહી ગયું. મારો અવાજ સાંભળી પેલી સ્ત્રી ચમકી ઉભી થઇ ગઇ "હાય હાય તમે કયાંથી" તેણે કહ્યું.

અમે બંને ગભરાટમાં એક બીજા સ જોઇ રહ્યા. એક નાની મેડી, અંધારી રા ઝાંખો દીવેલનો દીવો, દાદરબારી બંધ વગરસમજનું છોકરું બાદ કરતાં અ બંને એકલાં!

"તમે અહીંઆં કયાંથી" થોડી વારે પુછવા જેટલી મ શુદ્ધિ આવી.

"કેમ! અમે અહીંઆં લગ્નમાં આવ્યાં છીએ."

"તમે પણ બારકુવેજ આવવાનાં હતાં?" બીજું શું કહેવું તે ન સુઝવાથી મેં પુછ્યું.

"ના, ના, આ તો વાવકોઠી છે." બૈરાંઓને દરેક બાબતમાં ખાત્રી હોય છે, તેમ તેને પણ હતી.

"ના આ તો બારકુવાના દયાળજીભાઇનું ઘર છે."

"હાય હાય! ત્યારે અહીંઆં કેમ લઇ આવ્યા?"

"પણ તમારા વર તો આગગાડીમાંજ રહ્યા." મેં કહ્યું.

"હેં!" પેલી સ્ત્રીએ તો ગભરાઇ જઇ પુછ્યું.

"હા—પેલા તમારા ઝગનીઆને ધોતીઉં આપવા રહ્યા એટલે ગાડી ઉપડી ગઇ, મેં જતાં જોયા."

"અરે શું કહો છો? મને પેલા દેસાઇ કહી ગયા કે ડીકાના બાપા આગલી દમણીમાં

બેઠા છે: ને કોઈ મકનજીભાઈ પણ મને ડમણીમાં બેસાડી ગયા." પેલી બીએ તો રીસો થઈ જઈ કહ્યું.

મને સમજ પડી. ઓતારી દેવ છતી! માથે હાથ દઈ બેસી ગયો. મારાથી આ વિટંબણામાં પણ હસ્યા વગર રહેવાયું નહીં. "ભલા ભગવાન!"

"પણ આ શું! મને તે કે સમજ પડે!"

"અરે પેલા ડોસાએ ધમસાણ ઘાલ્યું! મને આવી તે કહી ગયો કે બધાને બેસાડ્યાં છે. તે હવે સમજાયું. તે વખતે તો મારા મનમાં કે એ કોણ જાણે શું લવી ગયો."

"એટલે મને તમે——" કહી શરમની મારી ફીક્કે મોઢે પણ રસીલું હસતી' ને ઢીલું મોઢું કરી, "હાય રે! શો ગોટાળો!"



દેસાઈએ ઝોરણી કાઢી પાન કરવા માંડ્યાં

"હા, એજ ગોટાળો પેલું પાન અપાવ્યું તે નહીં જોયું?"

"હાય હાય! પણ એમનું શું!"

"અરે એ તો બીજી ગાડીએ પાછા આવશે."

"પણ આવવું શું!"

"ત્યારે આ બધા મને ચહાપાણી ને ફુલ ને પાન બધું મળ્યું, તે એ તમારે લીધે? એ ગોટાળામાંજ કે?"

"હા."

અમે ન ને મુંઝાઈ રહ્યાં. સ્ત્રીની સ્વાભાવિક અશક્તિથી તે પ્રસ્તુત વિષય પર આવી શકતી નહી.

ફરીથી મેં સંભાર્યું. "પણ હવે શું?" કહી મુંગે મોઢે, માત્ર નજરથીજ મેં બતાવી.

પેલી બીના મનમાં ભારે પડ્યો. "હાય! હાય! હવે શું!" ગભરાતાં ગભરાતાં પણ તે હસવા લાગી; મારાથી પણ ન રહેવાયું, એટલે હું એકદમ હસવા બેઠો. પછી આ મુશ્કેલીમાંથી કેમ રસ્તો કઢાય તે જોવા હું બારીએ ગયો.

"ભાઈ! કોઈને કહેજો——" પેલી કહેવા જતી હતી.

"બધા ઉંઘી ગયા છે" મેં નિરાશાથી પાછા આવીને કહ્યું.

"પણ અત્યારે કોને કહીશું? આગળ નહીં જવાય?" હું પાછો ગુંચવાઈ બેઠક પર બેસી ગયો.

"ખરી વાત! અત્યારે કોઈને પણ કહીએ શું? ને કીકાના બાપ જાણે તો મારો તો જીવ લે."

"ને આ બધા લોકો જાણે તો મારો ફજેતો થાય. હું તો રાવસાહેબ છું." મેં ચિંતાથી મારી મુંઝવણ જણાવી.

"ત્યારે આખી રાત દુઃખે પાપે કાઢી નાખીએ." પેલી સ્ત્રીએ કહ્યું.

હું મુંગો રહ્યો.

"પણ સવારે શું કહીશું?" તેણે નવી મુશ્કેલી શોધી કાઢી, અને અધરી વાત ઉડાવી.

"તે તો કૈં પણ થશે. તમને વાવકોડી મુકી આવું.?"

"હા—એ ખરું." પણ આ મુશ્કેલી શમતાં તેણે ચારે તરફ જોયું. મેડીની નાનકડી લંબાઇ\પહોળાઈ નજરથી માપી, દીવાના ઝીણા પ્રકાશની કીંમત આંકી, ને મારી



મેડીમાં પડેલી એકજ પહોળી તળાઈ પર પોતાનું છોરું ગ્રાબડીને ઉંધારતી પેલી જુવાન સ્ત્રી બેઠી હતી—

"છુટકો નથી" મેં ધીમેથી ચારે તરફ, ને વારાફરતી અમારા તરફ જોતાં કહ્યું.

"હું હેઠળ સુવા જાઉં?" તેણે પુછ્યું.

"હેઠળ તો કોઇ છે... ને દાદરબારી ઉઘાડીએ તો આખો મહોલ્લો જાગે." મેં મુશ્કેલી બતાવી.

"ને પાછું લગનનું ભરેલું ઘર." તેણે પુષ્ટિ આપી.

સામું જોઇ રહી. મેં પણ તે સમયમાં તેટલું બધું કર્યું ને તેની સામું જોયું. મારું મોં મલક્યું, તે જરા હસી; તેણે જરા નીચું જોયું, ને મેં જરા આડું જોયું; અને અમે બન્નેએ એક ન દબાય એવા હાસ્યના વિશાળ 'ખો—ખો'થી આખી મેડી ગજવી મુકી.

મેં જોયું કે અમારો હસવાનો અવાજ સાંભળી કોઇએ સામા ઘરની અધઉઘાડી

મારી પોથી ઉઘાડી ફરી, અને અમારો 'દંપતી'—વિનોદ જોવા માંડયો.

મેં જીભ કાઢી—કદાચ ગઈ. પેલી બોલીઃ "મુઆ."

હું ધીમે રહીને ઉઠયો, અને બારી બંધ કરી આવ્યો. અમારે ક્યાં ને કેમ સુવું તે પ્રશ્ન તો નિર્ણય વગરનોજ રહી ગયો.

ફરી હું આવીને બેઠો. પાછી અમારી બન્નેની નજર આખા ઓરડા તરફ ફરી. દીવાને નીરખી આવી, અને આ વખત તો એકી વખતે, એકી સામટી સુવાની તળાઇ પર પડી.

પરોણાની ભરતીને લીધે દયાળજી અમને માત્ર એકજ લાંબી પહોળી તળાઇ આપી શક્યો હતો. આખા ખંડમાં નહોતું એકે ઓશીકું કે જાજમ.

અમારા બંનેના મગજમાં, એકી વખતે કેમ સુવું તે પ્રશ્ન ઉદ્ભવ્યો. એ પ્રશ્ન સામાના મગજમાં પેદા થયો છે તે બંનેને એકીજ વખતે સમજાયું. અને અમે બંને નીચું ધાલી હસવા લાગ્યાં.

"મકનજીને ઉઠાડી બીજું ગોદડું માગું તો?"

"હા, પણ લોક ઘણા જાગશે" પેલીએ મુશ્કેલી જણાવી.

"ને બીજું વધારાનું ન હોય તો?" મેં કહ્યું.

"હાય હાય" કરી ઘણીજ મોહક રીતે પેલીએ મુંઝવણમાં પોતાના હાથેહાથ મેળવ્યા.

હસ્યા વિના બીજો ઉપાય નહોતો, એટલે હસ્યા વિના અમને ચાલ્યું નહીં.

"ટાઢ લાગશે તો?" પેલીએ પાછો જવાબ કર્યો.

"પણ તેજ હું વિચાર કરૂં છું." મેં કહ્યું. ને પાછાં અમે હસ્યાં.

મને થોડીવારે એક નિરાકરણ સુઝ્યું.

"એક કામ કરીએ તો?"

"શું?" પેલીએ પુછ્યું.

"આ તળાઇની એક બાજુ તમે માથું મુકો, ને બીજી બાજુ હું મુકું. માથા નીચે કંઇ મુકવાનું મળશે એટલે મને તો ઉંઘ આવશે."



—ને હું સુવા ગયો—ને મારી આંખે અંધારાં આવ્યાં.

"હા મને પણ એમ આવશે" તેણે કહ્યું.

"આ કીકો છે. વચમાં સુતો" જાણે કેમ આડી વચ્ચે ભીંત હોય તેમ મેં કહ્યું. ને કપડા—કોટ, જાકીટ ને પાઘડી—ઉતાર્યાં.

"હું તો આ ચા પાણીથી થાકી ગયો છું" મેં કહ્યું.

"અરે! ના બાપા, ના બાપા ફરી મને પણ ચા પીવડાવી જીવ લીધો." પેલીએ કહ્યું.

અમે તળાઇની બાજુ બાજુએ છેક માથાં મુકી સુતા, ને ઉંઘવાના પ્રયત્ન કરવા માંડ્યા.

પણ એ પ્રયત્ન સફલ થાય તે પહેલાં પેલો છોકરો "એં—" કરતો, બેઠો થઇ ગયો એટલે "ઓ મા" કરતી તેની મા બેઠી થઇ; અને ઉંઘવાનો પ્રયત્ન છોડી "શું છે?" કરતો હું બેઠો થઇ ગયો.

પેલી સ્ત્રીએ તો બહુ બહુ ફોસલાવાને મહેનત કરી, પણ પેલું પોરીઉં તો એકનું બે થયું જ નહીં.

આખરે મારાથી ન રહેવાયું "પણ એને જોઇએ છે શું?" જવાબમાં પેલીનું ઠસ્સાદાર મોઢું શરમાઇ ગયું, ને હસવા લાગ્યું. "પણ છે શું?" મેં આમાં કૈં ભેદ હતો ધારીને પુછ્યું.

"એને તો એના બાપા રોજ પંપાળીને સુવાડે છે. તે ।। એ તો રડે છે." પેલીએ ધીમેથી, નીચું જોઇ કહ્યું. અરે તારી ફજેતીની. "અહો! લાવો હું પંપાળું. જોઇએ ઉંઘે છે." કરી મેં છોકરો મારી તરફ ખેંચ્યો ને વગર દીકરાનો દીકરો પંપાળવા બેઠો.

છોકરું પણ જબરું. જ્યાં મારો હાથ ફર્યો કે ટપ દઇને ઉંઘી ગયું. મેં પેલીના સામું જોયું—ને શું અમને હસવું આવ્યું છે? જાણે આખા ભવનાં બેળાં નહીં બાંધ્યાં હોય!.

પાછાં અમે એક તળાઇએ માથું મુકી, સામસામી દિશા તરફ લંબાવ્યું, ને ઉંઘ આણવાની મહેનત કરવા માંડી. સાધારણ રીતે હું ઉંઘણશીમાં એક્કો છું. અને આજના જેવો અથડામણ ને પરોણાચાકરીનો લાભ બીજે કોઇ દિવસે મળ્યો હોત તો જરૂર આંખ મીંચતાં ઉંઘી જાત. પણ ક્યાં તો જગ્યા અજાણી, કે ક્યાં તો ચહા પીવાઇ ગજ ગજ ઉપરાંત, કે ક્યાં તો શય્યાની ભાગીએણ અપરિચિત—ગમે તે હો, પણ માથું દુખ્યું, વાંસો તપ્યો, પાંસળાં ચમચમ્યાં, પગે ગોટલા ચઢ્યા. અને હું એકડેએક બોલ્યો, રામનામ જપ્યાં, પીનલકોડની કલમો વારાફરતી સંભારી – પણ આંખો તો તેવીજ કોડા જેવી રહી. અને પેલી સ્ત્રીએ પણ ઉંઘવાનો આરંભ કર્યો હોય એમ દેખાયું નહીં.

જ્યારે પાકીને પડવા જેવાં થયો ત્યારે એક ધડ થઇને ગોચડીઉં ખાધું: પણ એટલામાં પેલું છોકરું સળવળ્યું એટલે એક હાથ તેના પર પંપાળવા નાખ્યો—

પેલી સ્ત્રીએ પણ થાકીને એક પાસું બદલ્યું; ને છોકરું સળવળતું સાંભળી સ્વાભાવિક રીતે હાથ લંબાવ્યો—ને છોકરાના વાંસા પર મારો હાથ હતો તેના પર પોતાનો હાથ મુકયો—

હું બેઠો થઇ ગયો "ઓ ભગવાન!" મેં બુમ પાડી—

પેલી સ્ત્રી પણ બેઠી થઇ ગઇ. "ઓ મારી મા" તેણે કહ્યું.—.

અમે બેએ એક બીજાની સામું જોયું— ને ઉજાગરા છતાં, થાક છતાં હસ્યાં.

"મોઇ સવાર ક્યારે પડશે?" પેલીએ પુછ્યું.

"હું પણ તેજ વિચાર કરું છું."

જાણે અમારા સવાલનો જવાબ દેતો હોય તેમ દીવો જરા મોટો થયો; અમે ધારતીથી એક બીજા સામું ને પેલા દીવા સામું જોયું; અને તે બીચારો પણ હોલવાઈ ગયો.

× × ×

સવારના પાંચ વાગે મેં દાદરબારી ઉઘાડવાની હીંમત કરી— હું દયાળજીને બોળગ નીકળ્યો.

આવ્યું, એટલે દમણીવાળાને પણ રાખવો કામનો નહીં, એમ ધારી રુપીઓ બક્ષીસ આપી તેને વિદાય કર્યો. હવે અમે લગભગ નિશ્ચિત થઇ ગયાં; કેમકે એક વખત આગગાડીમાં બેઠાં એટલે કોણ પુછનાર છે?

અમે તો પોર્ટરની કોટડી તરફ જઇને ઉભાં, ને પોર્ટરને કહ્યું કે ગાડી ઉભી રખાવે.

ગાડી દેખાઇ પણ જ્યાં તે સ્ટેશનની લગભગ આવી કે પોર્ટરની કોટડીનાં બારણાં ઉઘડયાં, ને અંદરથી કોઇએ બુલંદ અવાજે પોકાર કર્યો.

"અરે તું ક્યાં મરી ગઇ હતી?"

મારા હૈયામાં તેલની કઢી રેડાઇ. હું ફર્યો ને કાળી નાગ જેવો પેલો લંબુસ ફૂં કરતો ઉભેલો જોયો.

મોકાણ થઇ. આપણે પણ વિચાર કર્યો કે અત્યારે રાવસાહેબીઆ રોફ વગર માર્યા જઈશું; એટલે પટાવાળા ને વરતણીઆ વગેરેને માટે રાખેલો સીનો ને દમામ દેખાડી, ઉંચી ડોક કરી, કેડે હાથ રાખી મેં કહ્યું:--

"અરે મીસ્તર! કાલે તો તમે ગાડીમાંજ રહી ગયા? આ તમારી બૈરી બીચારી"—

"અરે મીસ્તરની મા!" પેલા લાંબાએ મારા રોફનો હીસાબ ગણ્યા વગર કહ્યું. "હું તો તરત આગગાડી થોભાવી ઉતરી આવ્યો, પણ તું ક્યાં લઇ ગયો હતો મારી બૈરીને? કાલે આખી રાત શોધીશોધીને થાક્યો. ક્યાં લઇ ગયો હતો, બોલ?"

મારા રોફની તો કંઈ અસરજ નહોતી; સાથે કોઇ પટાવાળો પણ નહોતો કે મારી પોઝીશનની પેલાને સમજ પાડે. એટલે ગુંચવાડામાં હું કહેવા જતો હતો કે હું તાલુકાનો મામલતદાર હતો—

પણ મોઢામાંથી તો હું શબ્દ ઉચ્ચારું છું એટલે તો પેલો લંબુસ, ઉરાંગઉટાંગની ચાલે, મુઠીવાળી મારી પાસે આવ્યો. અને તેની પાછળ નીકળ્યો તેનો એક મિત્ર-- ખાદીની ટોપીવાળો! મુઆ! હવે મામલતદાર તો શું પણ કલેક્ટર કહીશું તોપણ નહીં માને.

પેલા મીસ્તરના ડોળા બૈરીથી મારા તરફ ફરે તે પહેલાં મેં જોયું કે આગગાડી ઉભેલી છે, ને મારી પાસેના ડબ્બાનું બારણું પોર્ટરે ઉઘાડીને રાખ્યું હતું. વધારે વખત મોબ્બો ને જાન જોખમમાં નહીં રાખતાં, હું કુદીને ગાડીમાં બેસી ગયો, ને બારણું બંધ કર્યું. અને કલેક્ટર સાહેબ સાથે જે ગરીબડો સીનો રાખીએ છીએ તે રાખી મેં અદૃષ્ટ દેવતાઓને સંબોધ્યા.

"જુઓ તો ખરા! ઉપકારનો બદલો અપકાર! બીચારી ભુલી પડી હતી તેને મેળવી આપી, એ તો કહેતો નથી," મેં ગાડી ચાલી એટલે કહ્યું. "હત્તારી" જતાં જતાં પણ મેં પાછળ જોયું ને અમારી "બળી દ્રષ્ટોદ્રષ્ટ"

ને મારી પંદર કલાકની પત્ની ગઇ તે ગઇજ.





# મશહુર ગવૈયો


લેખક
રા. ધૂમકેતુ
ચિત્રકાર
રા. સુશીલ


કર્ણાટકી સ્ત્રીઓના સહજ સંગીતપ્રિય સ્વભાવને આ વાત અતિ પ્રિય બની. આજે રત્નગિરિના લોક ઘેલા બન્યા હતા. દીલ્હી અને આગ્રાના સંગીતમય વાતાવરણમાંથી આજે મીઠી ઉંડું જમાનમાં આત્માના અનેક સંસ્કારોને જગાડે એવો આબાદ સારંગી વગાડનારો ચન્દ્રમણિ આવનાર હતો. ચન્દ્રમણિ દીલ્હીનો મશહુર ગવૈયો હતો. અને તેના સ્વરમાં પીંછીના જેવા અનેક રંગ ઊભા થતા. એ સ્વરનોજ બન્યો હતો. અઢાર વર્ષના સતત અભ્યાસ પછી જ્યારે એણે પોતાના કંઠને પ્રથમ જાહેરમાં મુક્યો ત્યારે ઘડીભર આખું દીલ્હી વ્યવહારનાં વિધાનમાંથી મુક્ત બન્યું. ચન્દ્રમણિનો આલાપ એટલે સુતેલા આત્માને કોઈ કરુણસ્વરથી બોલાવતું હોય એવો તદ્દન નજરે ભમતો દેખાવ! ચન્દ્રમણિ રત્નગિરિ આવ્યો. રત્નગિરિનું જાહેર મેદાન ઘડીભર સ્વરની છાયામાં ચિત્રમય બની રહ્યું! હજી એણે પોતાની બધી કલા પ્રદર્શિત કરી નહીં હતી. સંગીતના આત્મામાં સંતાયલા છુપા કરુણ સ્વર બાકી હતા. ને મશહુર ગવૈયો રત્નગિરિ પર કેવી છાપ પાડશે આ આત્માની સમૃદ્ધિ સાચવી રહ્યો હતો!

રાત્રે જ્યારે જલસો થયો, ત્યારે એક પછી એક ચીજ નીકળવા લાગી. લોકોની તાળીઓના ગડગડાટ વચ્ચે સારંગીના ઉલ્લાસ સુર વિલય થતા હતા ને હજારો પુરુષો તથા સ્ત્રીઓના પરાધીન હૃદય આ માણસ પોતાની કલાથી આંગળીના ટેરવા પર નચવી રહ્યો હતો! એની આંગળી ફરતી ત્યાં માણસના હૃદય અને નયન ફરતા હતાં. અત્યારે લોકોને સંગીતની ખુમારી ચઢી હતી. ચન્દ્રમણિએ રત્નગિરિને છેક પરવશ બનાવી દીધું.

પરંતુ આ તાળીઓના ગડગડાટ ને સ્વરની મધુરતા એ બંનેનું આકરું ગણિત કરતી હોય તેવી બેઠી હતી, તે કર્ણાટકની શ્રી પ્રખ્યાત જમીનદાર નીલમણિ રત્નની દીકરી તારા. તારાનો ચહેરો પ્રશાંત હતો, અને ચન્દ્રમણિની સમસ્ત કલાથી એ ગંભીર ચહેરા પર એકાદ કરડાઈની કરચલી વધી હતી!

તત્ત્વજ્ઞાની-જ્ઞાનના છેલ્લા-શિખર પરથી જરાક અભિમાન ભર્યું હસે તેમ એ શાંત હસતી હતી! અજ્ઞાનને હંમેશાં એ આવો મધુર ઠપકો આપતી! આજે તારા શીવાય બધાં ફર્યાં હતાં; સૌ સંગીતની છાયામાં હતાં; સૌ અનુકરણ કરતાં હતાં. ઇન્દ્રમણિના સ્વર રત્નગિરિની શેરીમાં પાછા એની જ ઢબથી ગવાતા હતા! તે જાહેરમીલકત હોય તેમ ઇન્દ્રમણિના શબ્દો સૌ વહેંચતા હતા ને સૌને તેથી આનંદ થતો હતો!

પરંતુ ગવૈયો જ્યારે રાત્રે ઘેર આવ્યો ત્યારે એનું મોં ઢીલું હતું. એણે પોતાના યજમાન સાથે વાત કરી.

રાજગોપાલ ! રત્નગિરિને સંગીત વહાલું છે!

રાજગોપાલે કહ્યું, રત્નગિરિએ આવા સુર તો પ્રથમ જ સાંભળ્યા.

ગવૈયો જરાક સંતોષ પામ્યો: પણ હજી તારાની અડગ મૂર્તિ છાનું હસતી ઊભી હતી: એ જ હાસ્ય જ્ઞાની અજ્ઞાન સામે કરે છે તેવું: શાંત અને મધુર; છતાં તીવ્ર અને કરુણ!

તારા રાજગોપાલ પાસે જ—સામે જ બેઠી હતી; ગવૈયો શંકામાં ભયમાં પ્રશ્ન કર્યો.

"રાજગોપાલ! તમારી જ સામે કોણ બેઠું હતું? રાજગોપાલ વિચારમાં પડયો: જવાબ આપ્યો

હા, એ તો નીલમણિની તારા!

એ કોણ છે?

નીલમણિ અહીંનો જમીનદાર છે.

મીલોનો માલેક છે. તારા એની દીકરી. કર્ણાટકની એ મૂર્તિમાન સરસ્વતી છે!

ગવૈયાના પેટમાં ધ્રાસકો પડયો: એનું નુર ઉડી ગયું: એના વિજયનો આનંદ ચાલ્યો ગયો: એણે કર્ણાટકને પ્રસન્ન કર્યું હતું: કર્ણાટકની સરસ્વતી હજી અડગ હતી: તે ધીમેથી બોલ્યો.

'એને સંગીતનો શોખ છે ખરો?

'હા: રાજગોપાલે ટુંકોજ જવાબ વાળ્યો.

બીજે દિવસે ગવૈયાએ ગામના પ્રખ્યાત માણસોને ત્યાં જવાનું રાખ્યું હતું. એમાં નીલમણિ પણ હતો. નીલમણિ વ્યવહારની ધડમથલમાં પડેલો અસલ-વેપારી હતો. એને સંગીતનો સાદો શોખ હતો: પરંતુ લાગણી વિના મનુષ્ય કંઈ કામ ન હોય ત્યારે જરા ન ન ના કરી લે તેવો. નીલમણિ તો એને સાધારણ રીતેજ મળ્યો. મોટા માણસ બહાર જતાં રસ્તામાં કોઇ જુની પીછાનવાળા ગરીબ મિત્રને મળે તેમ! જરાક હાથ હાલે: જરાક મોં હસે: ને તરત પગ ઉંબર બહાર પડે તેમ:

ગવૈયાને આ વેપારીનું કામ પણ હતું નહીં: દરકાર પણ હતી નહીં. એને કર્ણાટકની સરસ્વતી જોવી હતી. તારાએ પિતાના દીવાનખંડમાં એને સત્કાર આપ્યો. ગવૈયો શાંત હતો: ભયની શંકા હતી ને શંકાનો ભય હતો: તારા શું જવાબ આપશે? એણે ધીમેથી વાત ઉપાડી:

તમારી વિદ્વતા વિષે ઘણું સાંભળ્યું છે: આજે એ જોયું ને તેથી આનંદ થયો!

ગવૈયો લોકાચારના જ શબ્દો બોલી શક્યો. તારા જરાક હસી: ગવૈયો મુંઝાયો: એજ હાસ્ય! તદ્દન શાંત મૂર્તિ: જાણે પોતે બધી અસરથી દૂર છે: બધી અસર પોતાનામાંથી જન્મે છે: પોતે એમાંથી નહીં. એણે ડોક જરાક ઉંચે લઇ જવાબ આપ્યો.

તમારું સંગીત લોકોને અજબ અસર કરે છે!

ગવૈયાનું નૂર ઊડવા લાગ્યું: એ અરધું કરગરીમાં, અરધું ભયમાં બોલ્યો: લોકોને?

હા: તારાએ સાંભળી જવાબ આપ્યો. એની આંખ બાઝી રહેલો જવાબ આપી રહી હતી.

તમને એ કેમ લાગ્યું?

ગવૈયો આશામાં આતુરતાથી જોઈ રહ્યો.

તારા વધારે કડક બની: એનું લાવણ્ય મધુરતાના પ્રવાહ જેવું હતું. લાવણ્ય પર આત્માની અડગ છાપ એને સુંદર મધુર મટી બદલે ભવ્ય બાલા બનાવતી હતી. એણે જરાક હોઠ કરડીને જવાબ આપ્યો:

સાધારણ. એમાં હૃદયસ્પર્શી ભાવ છે: આત્માને જગાડવાની તાકાત નથી!

ગવૈયો ઝાંખો પડી ગયો. અને આત્મા...

તારાએ અધૂરું વાક્ય ઉપાડ્યું: જગાડે તો! તો મેં કબૂલ કર્યું હત!

તમે શાંત રહીને જ સાંભળ્યું છે. મેં એ જોયું છે.

કારણ કે—તારાએ દૃઢ જવાબ આપ્યો. એણે એક હાથે ઊગતી લટ સમારી. એ શાંતિથી જ સાંભળવાનું હતું! આત્મા સંભારે એવો છાનો અવાજ એમાં નહી હતો.

ગવૈયો પોતાની કળાના જોશમાં આવ્યો: એ પુરુષ હતો. અને એ સ્વર આવે તો?

એને હું—તારાએ સાધારણ જવાબ આપતી હોય તેમ જવાબ આપ્યો—જીવનનો સાથી માનું છું!

ઇન્દ્રમણિ ત્યાંથી ચાલ્યો ગયો. કચ્છીકની અસરવાળી સંગીતને નાપસંદ કરતી હતી. એને પોતાની કળાનો રોષ ઊપજ્યો: અપૂર્ણતા પર એ તપ કરવાનો હતો. તે રાત્રિનો જલસો બંધ રહ્યો. લોકો આવ્યા ને નિરાશ બની ચાલ્યા ગયા. કોની ઇચ્છાનો પરાભવ થતાં ગુસ્સો આવ્યો હતો. તે જ રાત્રે ઇન્દ્રમણિ ગુમ થયો ને રત્નગિરિએ ઇન્દ્રમણિના સ્વર ફરી ફરી સંભાર્યો: તથા આ અકસ્માતથી એ સંગીતનો જન્મનો ઇતિહાસ બન્યો અને સૌના નવરાશના સમયની કથા એમાંથી જન્મી!

ઇન્દ્રમણિ હવે સંગીતની ધૂનમાં જ ચોટ્યો. એનામાંથી વિજયનું અભિમાન ચાલ્યું ગયું. એણે નિરાશા અનુભવી: આશ્રિત બનતાં શીખ્યો. હૃદયે જોતાં આવડ્યું. આશ્રયની ન્હાનમને ફૂંક માની. એની ગામડાની ઝુંપડીમાં સંગીતના સાચા સુર ફૂટવા લાગ્યા એ દીલ્હીના લોકના મોં સામે જોઈ શબ્દને આલાપ દેતો બંધ થયો. હવે એની દૃષ્ટિ જલતરંગ પર સ્થિર હતી. સાંભળનાર માત્ર ઊંચા હતા. એનો આત્મા બોલતો હોય તેવો ગંભીર અને પ્રશાંત સ્વર હવે આવ્યો.

ઇન્દ્રમણિ પોતાના પ્રિય મિત્ર સાથે રાત્રિ દિવસ બોલ્યા કરતો હતો: સારંગીનો તાર એને જવાબ આપતો હતો. એ જડ અને ચૈતન્ય વચ્ચે કરુણ ઇતિહાસ વંચાતો હતો. હવે ઇન્દ્રમણિની કળા આત્માના આવિર્ભાવ જેવી હતી. એનામાં તારાની એકજ ઝમની હતી. એથી એની કળામાં દિવ્યત્વ છતાં, ભવ્યતા છતાં, માનુષી ભાવ આવ્યા. એ રડતો ને ગાતો. એની સારંગી એના દરેક આંસુની સાક્ષી હતી: એ સાચું એવું જ રહી દેતી: એ જડ તાર! દૈવી શબ્દ! અને ભવ્ય મનુષ્ય!

ઇન્દ્રમણિ પોતાના એકાંતવાસથી છએક મહીને પાછો ફર્યો. એનામાં હવે ઝુરવાની કળા આવી હતી. એ સ્નેહના ગુણથી ફર્યો હતો અને તેથી અભિમાની ગવૈયાને બદલે નમ્ર સંગીતમૂર્તિ બન્યો હતો. એનું સંગીત, સ્નેહ અને આત્મા બધામાં એક જ

કળા પ્રવર્તી રહી હતી. સંગીત હવે પારકાના ચહેરા પરથી જન્મવાને બદલે અંદરથી પ્રસૂતિ જેટલી વેદના પામી જન્મતું હતું ! ઇન્દ્રમણિ હવે પાછો ફર્યો.

રત્નગિરિએ આજે જે જલસો જોયો તેથી આખુ મંડળ મુગ્ધ બન્યું. તે દિવસે ગવૈયાએ સૌને સ્નેહમાં નવરાવ્યા: વિરહમા રોવરાવ્યા: શૃંગારમાં નચાવ્યા. આજ તારાનો આત્મસ્વર જાગ્યો. એ હાથમાં મોં ઢાંકી મુખ પડી રહી. દરેકે દરેક શબ્દ એના આત્માને આમંત્રણ કરતો હતો.

જ્યારે ઇન્દ્રમણિ પાછો ફર્યો, ત્યારે તારાનું મંદસ્મિત કરતું મોં આંખની શરમથી જવાબ ગયું હતું. ઇન્દ્રમણિ બીજે દિવસે એને મળ્યો ત્યારે દૃઢ અને આગ્રહી તારાને બદલે શરમની સુરેખમાં છુપાયેલું મુગ્ધાનું વદન જોયું ! સ્નેહથી ભીંજાયલું સ્ત્રીહૃદય જોયું ! અનેક ભાવોમાં દટાયેલું મૂર્તિમાન કાવ્ય જોયું ! તારા ! હસી પડી: ઇન્દ્રમણિ ! આટલો શાનો ?

ગવૈયો આનંદથી બોલ્યો: ત્યારે અને શોર થયું કે ?



તારાનો સ્નેહ આંખમાંથી શબ્દમાં આવ્યો હતો. ત્યાર પછી તારાને સંગીતનો શોખ થયો. નીલમણિની એકની એક પુત્રી હોવાથી તેનું વ્યવહારુ મગજ પણ આડે ન આવ્યું. વૃદ્ધ મુનીમ નંદલાલ પાસે એણે બળાપો કર્યો કે ચાર પૈસાના તાર પાછળ સો રુપીઆ ખર્ચવા એ બેવકુફાઇ હતી !

એની પ્રિય શિષ્યા અને સ્નેહરાશી હવે હમેશાં એની પાસે બેસતી. તારા ધીમે ધીમે સંગીતમય બની ગઇ હતી. એ ગવૈયાના સુર સાંભળતી એમાં તલ્લીન બનતી ને નીલમણિને આવા એક અજાણ્યા માણસ પાસે પોતાની યુવાન પુત્રીને બેસવા દેવી એ ખુંચતું હતું. તેણે પોતાના વૃદ્ધ મુનીમને પુછ્યું. નંદલાલ જ્યારે શેઠનું મગજ ગુંચવાય ત્યારે પણ હીમતથી જવાબ આપતો ને કામ થાય ન થાય છતાં એના અવાજમાં દદતા ગાજી રહેતી. એ સમાચારૂપક હતો. એ શેઠને પણ વહાલો હતો તો પોતે અરધો પાઇનો નહી

તમારું સંગીત લોકોને અજબ અસર કરે છે.—

ઓલો, શેઠનો સ્વભાવ કેવો લાગ્યો ? નંદલાલે પુછ્યું.

બહુ સારો !

બહુ સારો છે. ઘણા માયાળુ છે. નંદલાલે શરુઆત કરીઃ માત્ર તારા બ્હેન જરાક અદેખા છે !

અદેખાં ? ગવૈયાએ પુછ્યું.

હા. જરાક. સ્ત્રીને સહજ.

ગવૈયાને વાત સાચી લાગીઃ એક વખત ગવૈયાને તારાએ પ્રશ્ન કર્યો હતોઃ તમારા સુરમાં કોણુ કોણુ મોહ્યું છે ? અને ત્યારે એ પોતાની આગલી વિદ્યા ભુલી સ્ત્રીને સહજ સ્નેહની શંકામાં પડી હતી. આ પ્રશ્નનું મુળ જો કે નંદલાલે વાતવાતમાં કરેલી શંકાથી જ જન્મ્યું હતું.

ગવૈયાએ આજે કબુલ કર્યું: તારામાં એ દોષ છે !

અને મને તો પિતાની જેમ માને છે એટલે મારી પાસે હૃદય ખોલે ! નંદલાલે કહ્યું ને તેની શું અસર થાય છે એ જોવા લાગ્યો.

ગવૈયો બોલ્યો હતોઃ હાસ્તો ! તમને કૈં વાત કરેલી ?

હા. એક તમારા વાશે. તમે પરણેલ છો કે નહીં ?

પછી ?

પછી મેં તો કહ્યું. એ પરણેલ ક્યાંથી હોય ? પણ સાચું કહું છું. નીલમણિથી છાની રીતે એને તમારા પર પ્યાર છે !

ગવૈયો ભડક્યો.

ભડકતા નહીં. મારી તો દીકરી જેવી. સુખદુઃખની વાત મારી પાસે જ કરે !

સાચી વાત છે. પણુ તારાનો સ્વભાવ સ્નેહાળ છે !

ઘણોજ. તમારી સારંગી પાછળ મરી પડે છે !

ગવૈયો ને નંદલાલ સુવા ગયા ત્યારે નંદલાલે અરધો ઇતિહાસ મેળવી લીધો હતો. નંદલાલે ત્યાર પછી પોતાની જાળ તો પાથરીઃ એણે તારાને કહ્યુંઃ ગવૈયો જાહેર માણસ છે. એના પર હજારો સ્ત્રીઓને એક અથવા બીજા પ્રકારે મોહ છે !

પરંતુ તારાના નિશ્ચિત સ્વભાવ પાસે નીલમણિનું કૈં ન ચાલ્યું. એણે ગવૈયા વિના જીવનનો અંત છે એમ ચોખ્ખો જવાબ વાળ્યો. ને મુનીમ તથા જમીનદાર બંનેના બળ છતાં તારા તો ઇન્દ્રમણિ સાથે જોડાણી.

નંદલાલે જે વાક્ય મુક્યાં તેની અસર હવે થવા લાગીઃ નંદલાલે કહ્યું હતુંઃ

ગવૈયા પર કર્ણાટકી સ્ત્રીઓ મોહ પામી છે ! ગવૈયાને પૈસા સાથે કામ છે ! ને એ પરણેલ છે:

તારાનો ગવૈયા સાથેનો સ્નેહ શરુ થયો. ને આ પરિણામ આવ્યું. નીલમણિને માઠું લાગ્યું. પણ પોતાની એકની એક પુત્રી માટે બધું સહ્યું.

પણ હવે ગવૈયાને તારા કરતાં કલા વધારે પ્યારી હતી. એ કલાનો સ્વામી હતો. એ તારાને ચાહતો પણ કલા પાછળ ઘેલો હતો. મધ્યરાત્રે એ પોતાની સારંગી પર બેસતો ને આખી રાત્રિ એમ જ વહી જતી ! તારા એને વારંવાર ફોસલાવતીઃ ધમકાવતીઃ પણ હવે એ તારા કરતાં કલાનો વધારે પુજારી હતો. નંદલાલ આ તાલભેદ હળવેક

રહીને કહેતો: હજી સભારજો ! એને યાદનાર પણ મળતો રહેશે !

ગવૈયાનું ધ્યાન તારામાંથી સંગીતમાં પરિવર્તન પામતું હતું. નંદલાલ હસીને કહેતો એને તારા કરતાં લાકડાનો કટકો વધારે વહાલો છે !

ને ગવૈયો તરત સારંગી લેતો !



નંદલાલ સાથેજ હતે એણે સારંગી ઉપાડવાનું કહ્યું: લાવો હું લઉં ? ગવૈયાએ ના પાડી

દિવસો પસાર થતા ગયા તેમ તારાનો ઈર્ષ્યાભાવ મુંઝાયો. એણે એક દિવસ કહ્યું

તમને કોના પર વધારે પ્યાર છે ?

તારા પર ! પણ એની આતુર આંખ છાની વાત કરતી હતી. અધરાત્રે ઇન્દ્રમણિ પાસે તારા બેસતી તે સ્નેહથી કહેતી; હવે સૂતું છે ! ગવૈયો ધુનમાં ડોક હલાવતો. તારા પાસેથી એ વધારે ને વધારે દૂર થવા લાગ્યો. નંદલાલ હજી તક શોધતો હતો. આ વાત બોળી કાઢી. તેણે તારાને કહ્યું. એક ઉપાય છે ! સારંગી સંતાડી દે ! તોડી નાખ !

તારાનું મન ડગ્યું. તેને પોતાનો પતિ હાથ કરવો હતો. સારંગી એની શોક્ય હતી. એણે ગવૈયાને નિદ્રામાં જોઈ સારંગી સંતાડી. ગવૈયો ધુનમાં જ ઊઠ્યો. એણે રુદન કર્યું: મારી સારંગી !

તારાએ જરૂર માયાળવી શબ્દે કહ્યું આજે કડી છે. મુઈ જાએ,

ગવૈયો ઘરના ખુણા ખોળવા લાગ્યો. સારંગી હતી નહીં તારા તેની પાસે આવી.

એક વાત કહું ?

શું ?

જુઓ હું જીવતો સૂર છું ! મારાં પર સ્નેહની દૃષ્ટિ કરો !

ગવૈયાએ ડોકી ધુણાવીઃ સારંગી મારો આત્મા છે !

ત્યારે એક વાત કબુલ કરો !

શું ?

આજ છેલ્લી વખત સારંગી વગાડવી.

પછી ?

પછી ? ઓ પ્રિયતમ ! પછી કોઇ દિવસ નહીં. હું તમારી પાછળ છું : જરા વિચારઃ જીવતા મનુષ્યના અવાજ કરતાં તારના અવાજમાં શું વધારે મજા છે ?

ગવૈયો ઉંડા ગમગીન વિચારમાં હતોઃ

તારા ! તું અદેખી છે !

મારું સ્થાન લાકડાના કટકે ઝુંટાવ્યું છે

હવે ? ગવૈયો નિરાશ થઇ બોલ્યોઃ

મેં કહ્યું તેમઃ તારાએ આનંદમાં કહ્યું. આજ છેલ્લું બજાવી લો. પછી બજાવવું બંધ. મારા માટે આટલું કરો.

ગવૈયાની આંખમાં જોસ આવ્યું: તારે માટે !

હા. હું તમારી છું: એટલું કરો !

તારાની આંખમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો.

ગવૈયાએ હા પાડી. તારાએ એને સારંગી આપી.

એ થેલા પેઠે એને ભેટી પડયો: રોઇ પડયો: સારંગીના તાર ખોલવા લાગ્યા.

અને એ આજ છેલ્લું વગાડી લઉં! ગવૈયાએ જોસમાં ઘેનમાં પ્રશ્ન કર્યો:

તારાએ નિર્દોષ સ્મિત કર્યું: હાઃ

અને ઇન્દ્રમણિએ પોતાનું સર્વ સામર્થ્ય આજે ઠાલવ્યું. પ્રિયતમાથી છુટા પડતાં વિરહનો અત્યંત કરુણ સ્વર છુટયો. વાતાવરણમાં શુદ્ધ કરુણરસની ફુંજારી થવા લાગી. ને ઇન્દ્રમણિનો રુદન કરતો આત્મા વધારે ને વધારે બહાર નીકળવા લાગ્યો:

જીવન જાયઃ જ્યોત જાયઃ
રસ ચૈતન્ય સર્વ જાય
આત્મનો પ્રકાશ આજે
દૂર દૂર દૂર થાય......

તારાની આંખમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. શેરીશેરી ને ઘરઘરમાં મધ્યરાત્રિની શાંત રજનીમાં કરુણભાવ ઉભરાયા. ગવૈયો હજી વધ્યો. તારા ઉઠીઃ બોલીઃ એનાથી આ રુદન સંભળાયું નહીં.

ઓ પ્રિયતમ ! હવે નહીંઃ હવે નહીંઃ હવે બંધ કર.

ગવૈયાના હાથમાંથી સારંગી ધ્વંસ દઇને પડી ગઇ: એનો વિરામ પામતો સ્વર સ્પષ્ટ કરુણ છાપ મુકી ગયો. તારા દોડી. એણે સારંગી બહાર લીધી. ગવૈયાની આંખમાં એક આંસુ હતું. તે તેણે લોહ્યું. અને તરતજ ગવૈયાનું નિશ્ચેષ્ટ શરીર સાદડી પર ઢળી પડયું !






ચિત્રકાર ] [ રા. સુશીલ

મશહૂર ગવૈયો

જીવન જાય જોબન જાય,<br>
રસ ચૈતન્ય સર્વે જાય;<br>
આતમનો પ્રકાશ આજ<br>
દૂર દૂર દૂર થાય.

એક વાત કહું?

શું?

જુઓ હું જીવતો સુર છું! મારા પર હેની દૃષ્ટિ કરો!

ગવૈયાએ ડોકી ધુણાવી: સારંગી મારો ભો છે!

ત્યારે એક વાત કબુલ કરો!

શું?

આજ છેલ્લી વખત સારંગી વગાડી.

પછી?

પછી? ઓ પ્રિયતમ! પછી કોઇ દિવસ હું તમારી પાછળ છું: જરા વિચાર: વતા મનુષ્યના અવાજ કરતાં તારના અવામાં શું વધારે મજા છે?

ગવૈયો ઉંડા ગમગીન વિચારમાં હતો:

તારાં! તું અદેખી છે!

મારું સ્થાન લાકડાના કટકે ઝુંટાવ્યું છો

હવે? ગવૈયો નિરાશ થઇ બોલ્યો:

મેં કહ્યું તેમ: તારાએ આનંદમાં કહ્યું. છેલ્લું બજાવી લો. પછી બજાવવું મારા માટે આટલું કરો.

ગવૈયાની આંખમાં જોસ આવ્યું: મારે?

હા. હું તમારી છું: એટલું કરો!

તારાની આંખમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો. ગવૈયાએ હા પાડી. તારાએ એને એ થેલા પેઠે એને ભેટી પડ્યો: રોષ પડ્યો: સારંગીના તાર બોલવા લાગ્યા.

અને એ આજ છેલ્લું વગાડી લઉં! ગવૈયાએ જોસમાં ઘેનમાં પ્રશ્ન કર્યો:

તારાએ નિર્દોષ સ્મિત કર્યું: હા:

અને ઇન્દ્રમણિએ પોતાનું સર્વ સામર્થ્ય આજે ઠાલવ્યું. પ્રિયતમાથી છુટા પડતાં વિરહનો અત્યંત કરુણ સ્વર છુટ્યો. વાતાવરણમાં શુદ્ધ કરુણરસની ધ્રુજારી થવા લાગી. ને ઇન્દ્રમણિનો રુદન કરતો આત્મા વધારે ને વધારે બહાર નીકળવા લાગ્યો:

જીવન જાય: જ્યોત જાય:
 રસ ચૈતન્ય સર્વ જાય
આતમનો પ્રકાશ આજ
 દૂર દૂર દૂર થાય......

તારાની આંખમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. શેરીશેરી ને ઘરઘરમાં મધ્યરાત્રિની શાંત રજનીમાં કરુણભાવ ઉભરાયા. ગવૈયો હજી વગ્યો. તારા ઉઠી: બોલી: એનાથી આ રુદન સંભળાયું નહીં.

ઓ પ્રિયતમ! હવે નહીં: હવે નહીં: હવે બંધ કર.

ગવૈયાના હાથમાંથી સારંગી પર ધ્વનિ પડી ગઇ: એનો વિરામ પામતો સ્વર સ્પષ્ટ કરુણ છાપ મુકી ગયો. તારા દોડી. એણે સારંગી બહાર લીધી. ગવૈયાની આંખમાં એક આંસુ હતું. તે તેણે લોહ્યું. અને તરતજ ગવૈયાનું નિશ્ચેષ્ટ શરીર ગાદી પર ઢળી પડ્યું!





# એક અદૃશ્ય ચિત્ર

લેખક.
રા. રંજિતલાલ હરિલાલ પંડ્યા.
સભ્ય, સાહિત્ય સંસદ.

જમનાના જળે અંતની કાળાશ પકડવા માંડી હતી. કોઇ દેવકન્યાના રમકડા જેવો નાનો સરખો એક ચંદ્રમા સ્વર્ગની અટારીએથી પૂર્વ દિશાના શ્યામલ આકાશમાં લટકી રહ્યો હતો. પશ્ચિમમાં સૂર્ય અસ્ત પામી ચુક્યો હતો અને તેની વિવિધરંગી તેજ-તરંગમાલિકા, માર્ગમાંથી ગએલા પથિકની પાદરેખાની માફક ઝપાટાથી ભુંસાતી હતી. તારાઓ આછાઆછા દેખાવા લાગ્યા હતા, અને તેમની રુપેરી તેજરેખાઓ કુમારના પ્રથમ પ્રેમની પેઠે, ભુરા આકાશમાં કુમળી કુમળી દીપતી હતી. પ્રિયજનની સ્મૃતિ શી ધીમી, એક ઝીણી પવનલહેર વહેતી હતી અને જમનાના ઘેરા નીરને હલાવતી હતી.

કિનારો સુનો, શાંત, એકલ હતો. વિનોદ વિશ્રામ કે આરાધન માટે આવેલું અનુકૂળ માણસ એ પાછું ફર્યું હતું; અને ઝાંખા, સપાટ, સ્વચ્છ વિસ્તરતા કિનારા ઉપર અત્યારે કોઇ નહોતું. એક સારસની જોડી, નદીનો પટ, અને તે ઉપર આવેલા મહાવૃક્ષની છાયામાં જ્યાં વાંક લેતો હતો ત્યાં આગળ, કેટલાક પાણીમાં ઉગેલા ઝાંખા જલઘાસમાં, સંધ્યાના ઝરમાતા તેજમાં કોતરી કાઢેલી આકૃતિ સમી, સ્તબ્ધ ધ્યાનમગ્ન ઉભી હતી. પરંતુ એ જોડી પણ થોડીવારમાં એક લાંબી, આકરી પંખીઓ નાંખે છે તેવી, કીકીઆરી નાંખી નિર્જની મોટી પાંખો પસારી, આકાશમાં ઉંચે ચઢી, પશ્ચિમ તરફ ઉડી ગઈ ત્યાર પછી કિનારો તદ્દન સુનો થઇ ગયો, અને કોઇ અલૌકિક શાંતિ તે ઉપર ઉતરી પડી. ઝાડ, પાન, ગૃહ, મહાલય, મેદાન એ નિશ્ચળ શાન્તિમાં નાહવા લાગ્યાં. આખું જગત જાણે એક પળ ઉભી ગયું હોય, તેમ નિઃશબ્દ થઇ ગયું. નદીનો પ્રવાહ પણ વહેતા સ્તંભી ગયો હોય એમ લાગ્યો, અને તેના વિશાળ વક્ષઃસ્થળ ઉપર શિશુ સરખી રમતી તરંગવલ્લીઓ, સ્થિર, અપાર-અદૃશ્ય થઇ ગઇ. માત્ર પ્રતિ-બિંબ વિકાસ પામતી અને વધતા અંધારામાં તેજનાં વર્તુલો રમતી ચંદ્રલેખાની તેજ-પત્રીઓ તેના ઘેરા પટ ઉપર મેકળતી હતી. બાકી ત્યાં કોઇ પણ સચેતન નહોતું. અને ઉતરતી બાલ નિશાના કોમળ તેજમાં મેળવી-ચુંથી ભર્યો હોય તેવા ધવલ, તેના કિનારાઓની વચ્ચે, સુષુપ્ત જગતને બે બાજુ વહેતો જમનાનો સકલ પટ, અત્યારે તો

કોઇ દેવસરોવર જેવોજ લાગતો હતો.

પરંતુ આહ!- એ હૃદયહરણી રાત્રિએ, એ ચંદ્રિકાના સુકોમળ તેજમાં, એ ગહન પેલી-જમનાને કાંઠે, મારાં નેત્રોએ શું દશ્ય જોયું? વર્ષોને વર્ષો એ વાતને વીતી ગયાં અને જગતને ચાકડે માથાના વાળેવાળ ધોળા થઇ આવ્યા, પરંતુ એ રાત- એ રાત-હું હજી ભુલ્યો નથી! એ કારમી ચીસ હજી મારા હૃદયતલને ભેદી નાંખે છે, એ ભયંકર દેખાવ હજી મારી આંખોમાં તમ્મર આણે છે અને એ કારમો સ્થિતિવિપર્યય હજી મને ત્રાસથી, ભયથી, કંપથી, હરભડાવી નાખે છે-શબવત્ કરે છે!

પષ્ઠીની સુકુમાર ચંદ્રિકાની ધીમે ધીમે વિકાસ પામતી કલા જોતો જોતો હું કીનારની પોચી અને પગ પડતાં ભાંગતી રેતીમાં ફરતો હતો. શહેરનો હું નવો સભ્ય હતો: હું મુસાફર હતો અને નદીને ઓળંગતા પુલની પેલી બાજુએ આવેલા જીર્ણ મુસાફરખાનામાં ઉતર્યો હતો. નગરચર્યા, દેશચર્યા અને જનચર્યા નીહાળવાનું, સમજવાનું મારું કાર્ય હતું; અને શહેરની સુંદરતમ ગણાતી કેટલીક જગાઓ જોઇ, વખાણી, રાતની વખતે શરીરનો થાક અને મગજનો ભાર, બંને ઉતારવા જમનાના કાંઠા ઉપર હું લટાર મારતો હતો—પરંતુ હું નહોતો જાણતો કે કાલીયમર્દન કરનાર કૃષ્ણ કોડામણાની આ નગરીનો મારા જીવનની અંદર મળેલા અનેક ઉપદેશ મને આપવાનો ઉદ્દેશ હશે, કારણકે હું તે વખતે જાણતો હતો નહીં, તે છતાં, મારું પ્રત્યેક પગલું, જે હંમેશ માટે મારા જીવનની અંદર ભયની કારમી ખીણ રહેલી છે, તેનીજ પાસે મને ખેંચી જતું હતું.

હું થોડી વાર ફર્યો નહીં એટલામાં રાત્રિ સંપૂર્ણ પડી અને હજારો તારાનાં ઝુંડ આકાશની અંદર નીકળી પડ્યાં. મારા માથા ઉપરની ચાંદની પણ પૂર્ણ તેજે ખીલી. કીનારો હજી સુનો હતો; પરંતુ તેની ઉપર દૂર અંદૂર આવેલાં ગૃહ અને મંદિરોમાં દીપકો થવા લાગ્યા: જેથી રાત્રિના ઝાંખાં અજવાળાની અંદર અનેક ચક્ષુઓવાળાં તેઓ વિચિત્ર પ્રાણીઓ જેવાં દેખાવા લાગ્યાં. હું પણ પાછો ફરવાનો વિચાર કરતો હતો, એટલામાં મારી નજર, જ્યાં પ્રથમ પેલી સારસની જોડી ઉભી હતી ત્યાં આગળ આવેલા મોટા મહાલય તરફ ખેંચાઇ જાણે સહસ્ર દીપકો સાથે લાગા સળગાવ્યા હોય તેમ તે એકાએક મોટી રોશનીથી ઝળકી ઉઠ્યું; અને તેના ઉજ્જ્વલ પ્રકાશની અંદર તેનાં બારી, ગોખ, ઝરુખા, દીવાનખાનાં વગેરે સ્પષ્ટ અને સતેજ દેખાવા લાગ્યાં. જરા વધારે ધારીને જોતાં મને લાગ્યું કે ઘર સળંગ સંગેમરમરનું હતું અને તેને ભવ્ય બે મંજલ હતા. તેની એક બાજુએ નદીનો નિઃસીમ પ્રવાહ નિઃશબ્દ વહ્યો જતો હતો, જેની ઉપર એક અનન્ય સુંદર કોતરણીવાળો ઝરુખો લટકતો હતો; જ્યારે તેની તે શીવાયની બીજી બધી બાજુ જુદી જુદી જાતનાં, નાનાંમોટાં, પુલઝાડથી ભરેલા સુહામણા બાગથી ઘેરાયલી હતી. ઘરની અંદર અસંખ્ય કીંમતી હાંડીઓ અને ઝુમરો, ચાંદીના મોટા મોટાં આયનાઓ, કે ન કહેવાય એવા સુંદર ઘરોમાં મઢેલાં ચિત્રકામો, કીંમતી જવાહીરોએ ભરેલા હોય તેવા મુખમલનાં કોચ બીછાનાં અને બેઠકો અને બીજાં રાચરચીલાં દેખા દેતાં હતાં અને તેથી મેં કલ્પ્યું આ કોઇ મહાન તવંગરનું મહાલય હશે. તેની અંદર ઘણી પ્રવૃત્તિ ચાલી રહી હોય એમ મને દેખાયું. કીંમતી પોષાક પહેરેલ પરિચારકોનો મોટો સમૂહ આમતેમ કોઇ મહા અગત્યનું કામ કરતો

દોડી રહ્યો હતો અને વારે ઘડીએ, કોઈ બારી કોઈ ઝરુખો કે કોઈ બારણું એ દોડનાં જતા આવતાં માણસોના પડછાયાથી ઢંકાઈ જતાં. સઘળું કામ ઘણી ત્વરાથી થતું હતું પરન્તુ તેટલીજ સુઘડીથી પણ થતું હતું. કોઈ બોલતું નહોતું એક સેવક-મંડળ મારી નજર આગળ થઈને મોટામોટા ખુમચાઓ લઈને પસાર થયું. તેની પછી કેટલીક સ્ત્રીઓ પ્યાલા, રકેબી, પીકદાની, નાહવાનો સામાન વિગેરે લઈને ગઈ; પરન્તુ નહીં કોઈ જતાં ને નહીં કોઈ આવતાં સ્ત્રીપુરુષોએ વાત સરખી પણ કરી કે હોઠ પણ ફફડાવ્યા. જાણે યંત્રો હોય એમ સરળ રીતે, વગર બોલે સૌ કામ કર્યાં જતાં હતાં જેથી મને થયું કે ખરેજ અહીંઆ કોઈ ઘણા ધનાઢ્ય રહેતા હોવા જોઈએ કે તેમની સેવા આટલી ત્વરા, ઉલટ અને ધ્યાનથી થાય છે.

આખા બાગ અને કે નવાઈ જેવું નહોતું, તેમજ મારા જેવા વિરાગીને આકર્ષક પણ નહોતું, પરન્તુ હું કોઈ વિચિત્ર જાતની, હું પોતે ન સમજી શક્યો તેવી આશાનો માર્યો ત્યાંથી ખસી શક્યો નહીં. અને, ઓ કિરતાર! મારા હૃદયને તલસાવતી એ અગમ્ય આશા સાચી ના પડી! થોડી વારમાં નદી ઉપર ઝુલતા ઝરુખાના પડદાઓ ઊંચકાયા અને મે મોટા પ્રકાશમાના ચાર ખુણે મૂકાયલા દીપકોની અંદર ચમકતી ગુલાબ, ગુલદાવદી, ચમેલી અને મોગરાની વેલોની વચ્ચે એક નિશ્ચલ વાદનમંડળી બેઠેલી દેખી. સાથે ગંભીર અને ઘેરો મૃદંગનો મીઠો નાદ સંભળાયો. મંજીરાનો સુમધુર ઝંકાર કર્ણે પડ્યો અને મારાં રોમાંચ ઊભાં કરે તેવા બીનના તાર કડીક ખાઇ ગણગણ્યા. મારું હૃદય પુષ્પપાંદડી પર પોઢેલા નવ ઝાકળબિંદુની માફક ઝોનકથી થરથરી ઉઠ્યું. અને મોહાંજન જેવાં મોહ-સ્વપ્નામાં હું ઊંઘવા લાગ્યો ત્યારે, ઝીણી ફુટ્ય સરખી ઉડતી આ મનોહારી ચંદ્રરોશનીમાં શતલક્ષ વરસની તારાઓની તેજોમય દૃષ્ટિ નીચે, આજે અહીં આ કેં અપૂર્વ સંગીત જામવાનું હતું, જેની ખુશબો હું મુસાફર, સદાકાળને માટે મારા અંતરમાં ભરી રાખીશ, જેની સ્મૃતિ મારા આયુષ્યના છેલ્લા દિવસને પણ રોમહર્ષથી ભરશે અને જે મારા રેતીના રણ જેવા સુકા જીવન પગથારની અંદર એક અમૃતકુપી નીવડશે.

પરન્તુ હું આ અચીંતા આવી મળેલા એમ સુખને વિચારમાં ને વિચારમાં અનુભવતું હું ભોગવતું છું, એટલામાં મારી માનુષિક આંખો ઊંચી કરતાં, એ સ્વર્ગ અટારી જેવા ઝરુખા ઉપર મેં શું અજબ દૃશ્ય જોયું! સાંદરાતના સુકુમાર અજવાળામાં તેજની સુવર્ણધારાઓ ઊડાડતા એ ઝરુખાના અબારીની અંદર ચોકઠામાં જડાયલી હોય તેમ એક અપૂર્વ લાવણ્યવતી દેવાંગનાની આકૃતિ મેં જોઈ. હું તેનું લાવણ્ય જોઈ દિગ્મૂઢ થઈ ગયો,— લગભગ હબકી ગયો! જાણે શતલક્ષ તારાઓને કેશમાં ભરી પૃથ્વી ઉપર આવેલી તેજોમય બાલ—નિશા હોય, જાણે અનેક રત્નો ભરેલા સમુદ્રના મોજામાંથી ઉત્પન્ન થએલી કોઈ અપૂર્વ કોમળ સમુદ્ર—કન્યા હોય, કે સુવર્ણ-લલાટપટ ધારી નવ ઉદય પામતા રવિના હૃદયતલપર વિલસતી સુવર્ણ ઉષાની બીજી બહેન હોય તેવી, તેજસ્વી, સુકુમાર, યૌવનવતી તે હતી. ઓહો! શું તેનું રૂપ હતું?! કોઈ કવિની પણ લેખિની એ સૌંદર્યમોહકતાને વર્ણવી શકે નહીં! હું તો લખીલખી પાના ઉપર પાના ભરું પણ એ રૂપની મોહકતાની સહેજ સરખી પણ આલેખી ન શકું. સંગેમરમર કે સ્ફટિકની કોતરી કાઢેલી મૂર્તિ પણ તેનાથી વધું

ગૌર વધુ તેજોમય અને વધુ સૌમ્ય નહીં હોય; એવી તે એક પ્રકારના લાવણ્યજળથી ભરેલી હતી. તેણે સહસ્ર તારાટપકીવાળું ચકચકિત ઉંચું અમ્મર પહેર્યું હતું; જે ચારે પાસના દીપકોની દીપ્તિમાં વીજળીની પેઠે ચમકારા મારતું હતું. તેની લાંબી ભ્રમરો નીચે તેની અણીઆળી આંખો ચંદ્રરસનાં ટપકાં જેવી ચમકતી હતી. પવનની ઝીણી લહેરથી ઉડવા જતી ભાથાવટીને દબાવવા, તેણે હસ્તિદંત જેવો સફેત એક પોતાનો હાથ ઉંચો કરી માથે ધર્યો હતો; જે રમણીય કરલીલા તેના સૌંદર્યને અવર્ણ્ય રીતે બહલાવતી હતી. એના નાજુક મોં ઉપર એક નાનકડું હાસ્ય તરવરી રહ્યું હતું જેમાં સૃષ્ટિનાં સઘળાં પુષ્પોની સૌરભ રહેલી હોય એમ જોનારને લાગતું અને જેનું દિવ્ય આકર્ષણ મુનિઓ પણ ન નીવારી શકે. હું મુગ્ધ થઇ ગયો-અંજાઇ ગયો-પરવશ થઇ ગયો! અહા! બળબળતા દીલે મને થયું: અહા આ નંદનવનનું પુષ્પ કોના ઉપભોગ માટે સર્જાયલું હશે? અથવા કોણ એ પરમ ભાગ્યશાળી પુરુષ હશે જેની સુખદુઃખની ભાગિની આ દેવકન્યા જેવી સુંદરી થવા પામી હશે? આ વિચાર, દાઝતા, દુખાતા અંતરે હું કરું છું. એટલામાં પેલી સુંદરી તો ભરાયલી વાદનમંડળી વચ્ચે બેસી ગઇ અને એક નાનકડા છોકરાંના હાથમાંથી તેવડીજ દીલરબા ઉપાડી તેને કમાન લગાવી, સઘળા સાજની સાથે કદી મેં ન સાંભળેલું-ન જાણેલું-ન કલ્પેલું એવું અલૌકીક પ્રકારનું ગીત ગાવા લાગી! ઓહ! એ સંગીત!-એ સંગીત!-એ અવર દુનીઆનું સંગીત! જ્યારે અત્યારે પણ હું તે યાદ કરું છું ત્યારે ખરેખરજ જાણે જમનાને કાંઠે, એ વૃક્ષવીંટાયલી ઘટામાં તે સાંભળતો હું ઉભો હોઉં તેમ, હું આત્મ-વીહોણો, બેશુદ્ધ થઇ જાઉં છું. અને મારું હૃદય કોઇ અવર્ણનીય આનંદના ઓવારાની અંદર શતધા કટકા થઇ જાય છે! એ નાજુક દેહ, એ કમળથી પણ કોમળ કંઠ, અને એ તેમાંથી ગંગાના પ્રવાહ પેઠે વહેતો અમૃતધારા જેવો સંગીતસ્રોત—અહો! હું કેમ ભુલીશ? સોનાના પ્યાલામાં રેડાનો લોહીથી પણ રાતો શરાબ વધારે ઉન્માદક નથી, અને પરસ્તાનના ગુલબાગોમાં બોલતું બુલબુલ વધારે લાગણીભર્યું નથી-એવું, સુવર્ણઘંટાના રવથી પણ વધુ વધુ મંજુ, ખંજરથી પણ વધુ હૃદયભેદક અને અમૃતથી પણ વધારે મીઠું—એ સંગીન હતું! અને એ સંગીતની અધિષ્ઠાતા?! જેના કપોત જેવા કંઠમાંથી નીકળતો અમૃત-ઘોધજ આ સર્વ સાજસંગીતનો આત્મા હતો તે તો તેની દીલ રીઝાવનાર દીલરુબાને ધીરે ધીરે રમાડતી જાણે તેની જાતને પણ પોતાના સંગીતનું આનંદઘેન ચઢ્યું હોય તેમ ડોલતી ડોલતી, સુર પુરતી કે થોડી વાર વજાડયાજ કરતી, તેના કીનખાબના પદ્માસન ઉપર મદાલસી રીતે બેઠી-પડીજ હતી. પરંતુ એ થોડીજ વાર! કારણ એક ક્ષણવારની અંદર આ ધીરા, મંદ મંદ વહેતા સંગીત-પ્રવાહનો રંગ પલટાયો અને સંગીત ખરેખર જાણે સળગ્યુંજ! તાલ વધુ ઠેકથી લેવાવા લાગ્યા, ગીત ઉન્મત્ત ઝોક ખાવા લાગ્યું, સંગીતમાં ઉલટ અને ત્વરા આવ્યાં, અને એ કિન્નરકંઠિની જાણે આખા જગતને તેના કંઠમાધુર્યથી બાળીજ મુકવા માગતી હોય, તેમ સતેજ, જાગ્રત થઇ તેણે પોતાનો સુવર્ણ—સુર પૂર્ણ ઉપાડ્યો. ઓહ! એ સુર જન્માંતરમાં પણ હું ભુલી શકવાનો નથી! આ દુનીઆમાં મને કદી તેની જોડી મળી નથી, બીજું કોઇ તેની બરાબરી પણ કરી શકે તેવું મળ્યું નથી. વાંસળીથી પણ વધુ ભાવોદ્રેકભર્યો એ સુર છુટેલા બાણની પેઠે

આકાશમાં ઉડયો અને એક ક્ષણની અંદર આકાશ પૃથ્વી અને દશે દિશાઓને, ગીત ગીત, અને ગીતમય કરી રહ્યો. જાણે પાળ તોડી ક્ષીર સાગરનાં મોજાં ચારેપાસ ફરી વળ્યાં હોય, તેમ ક્ષણભર આખું જગત્ સંગીતમાં લય થએલું: સુંદરી કોઈ અનહદ મીઠા ટહુકારવે લલકારતી હતી.

> ક્યા કિયા મુઝકો બતાદે સખી,
> મેરા ચૈન ગયા, મોરી નિંદ ગઈ!
> મેરા હોશ ગયા, મેરી આશ ગઈ,
> મેરા ચૈન ગયા મોરી નિંદ ગઈ હૈ।
> ક્યા કિયા મુઝકો બતાદે સખી . . ."

પરંતુ પ્રેમના સકંજામાં સપડાયલા પ્રત્યેક આત્માની આ પરિચિત દુઃખકથા, આ સુંદરીના કંઠમાં કરુણ અને આર્દ્રતાથી ભરેલી ન બનતા, કોઈ અજબ રીતે ઉકળતા ભાવ, અણુટીપી લાલસા અને અનિવાર્ય હૃદયતૃષાની વાહિની બની રહી હતી, જેનો અસ્ખલિત પ્રવાહ લગભગ ઉન્માદ કરતો. સુન્દરીએ આગળ ગાયું.

> "જો મિલના હૈ આકર જલદ મીલો,
> નહીં તો ખ્નેતર ખુદા મેરે કત્લ કરો.."

ગાન ધીરેધીરે ધીમું થતું—કેનારુ હતું. વધુ લાગણીના ઉદ્રેગથી ભરેલું થતું હતું. સુન્દરી ઝુંદીઝુંદી આલાપ લેવા લાગી સહન ન થઈ શકે તેવી રીતે તેનો સુવર્ણ સુર સંભળાવા લાગી અને તે વચ્ચે, ભરતીમાં આવેલા સમુદ્ર ઉપર ડોલતા હોડકાની પેઠે, સંગીત તો એવા ઝોલકા પર ઝોલકા ખાવા લાગ્યું કે નક્કી જાણે તેનું સારી માધુર્ય, તેના મુખ્ય થએલા અનુયાયીઓના પ્રાબલ્ય સેરો. તેના સારા હૃદયને નીચોવીને તેના ગાનની સાથે એકતાર થઈ જતી હોય, તેમ નેત્રો મીંચી પોતાના સંગીતની ધુનમાં ડોલતી, તે તેનું ગાન કરતી હતી. અને શું સકલ જગત્ તેની સાથે ડોલતું નહોતું? પરંતુ ગાન તો પ્રતિપળ વધારે ખડતાનું થાતું—વધારે રસમય, વધારે આર્દ્ર, વધારે પ્રાણહર, થતું ચાલ્યું. ગાનારનું હૃદય જાણે ચીરાઈ જતું હોય, જાણે તેનો આત્મા નીકળી પડતો હોય, તેમ તેના ગાનમાં એક પ્રકારની તીવ્રતા આવી રહી. તેના સંગીતના જુવાળ ઉન્મત્ત ઝોક લેવા લાગ્યા, તેના આલાપ હૃદયભેદક તીવ્રતા પકડવા લાગ્યા અને તેની મીઠાશ અસહ્ય જેવી લગભગ થઈ રહી. એકાએક મને ભાન થયું કે અનહદ માધુર્ય-ભર્યું આ સંગીત અનંત ઉંડા કોઈ વિષાદને ઢાંકતું હતું, અને આ ગાનલીલા આનંદ ઉદ્ગાર કરતાં ઉંડા દુઃખે રીબાયલા આત્માના દુઃખપોકાર જેવી વધારે હતી. હવે તેની અવર્ણનીય મીઠાશભરી હૃદયભેદકતા હું સમજ્યો: પરંતુ સમજતાં હું અચકયો, ચમકયો—શોકગ્રસ્ત થયો! અને આ સંગીતની મોહિની નીચે વારંવાર વધુ અને વધુ પરવશ થતા મારા અર્ધસજીવ અંતરમાં મને થયું: "આ અપૂર્વ લાવણ્યવતીના હૃદયને શી અઘોર વેદના કોરી ખાતી હશે કે તે આવું અલૌકિક માધુર્યભર્યું સંગીત રેલાવી રહી છે!"

લગભગ આ પળે મારું ધ્યાન, પાછળ આવેલા વડના ઝાડની ઘટામાં સંતાઈ સુતેલા કાકડુના કર્કશથી પાછળ ખેંચાયું. હું નદીને વળાંકે ઉભો હતો, જેથી મારાથી આગળ અને પાછળ, બન્ને બાજુ નદીનો પ્રવાહ લાંબે સુધી જોઈ શકાતો હતો. કાગડાઓના કઠોર કર્કશથી જાગી, ગુસ્સે થઈ, મેં તે તરફ નજર ફેરવી, તો મને નદીના પ્રવાહમાં આઘેથી કંઈ વિલક્ષણ વસ્તુ મારી તરફ તણાતી આવતી દેખાઈ. હું પહેલાં તે શું છે તે સમજી ન શક્યો; પરંતુ મારું ધ્યાન તેની વિલક્ષણતાથી તે પાસથી ખસી શક્યું નહી. ઘોર અંધારી રાતમાં જનાર પથિકને ચઢે છે તેવો અજ્ઞાન ભીતિનો ધ્રુમો પણ મારા હૃદયમાં એકાએક ચઢી

આવ્યો. વધારે ધારીને જોતાં મને જણાયું કે કોઇ અજબ પ્રકાશમાં ઢંકાએલી, એ એક નાની હોડી હતી જેમાં તેટલા.જ અજબ પ્રકાશથી છવાયલો એક મનુષ્ય જેનું મુખ નીચું હોવાથી હું જોઇ શકતો નહોતો તે, બેઠી, ઉતાવળે તેવાજ પ્રકાશથી છવાયલાં બે હલેસાંની જોડી મારતો મારી તરફ આવતો હતો. દૃશ્ય એટલું વિચિત્ર, અચિંતિત અને રાત્રિની વખતે એટલું અનૈહિક હતું કે તે જોઇ મારું હૃદય લગભગ છળી ગયું ! અને જો કે તેનું કારણ હું સમજી શક્યો નહીં, તો પણ મારા હૃદયમાં કોઇ અગમ્ય પ્રકારની ત્રાસની લાગણી થઇ આવી. મારા પગ કોઇ અજ્ઞાત કારણે મારી નીચે થરથરવા લાગ્યા, મારું હૃદય મારા મોંમાં આવવા લાગ્યું અને મારું શરીર ઠંડા પરસેવાથી છવાઇ ગયું. આ અજબ મૂર્તિ કોણ હશે, ક્યાંથી આવી હશે, ક્યાં જતી હશે તેનો વિચાર કરું છું એટલામાં તો એ તેજ—હોડકું મારી લગોલગ આવી પહોંચ્યું, અને તેમાં બેઠેલા મનુષ્યે મારી તરફ મોં ઉંચક્યું. આહ !...... શું એ મોં ?–એ મોં–કદી–કદી પણ હું ભુલીશ ?

ધિક્કાર, તિરસ્કાર, કમકમાટ, ત્રાસ, મારા હૃદયને ફેંદી નાંખે છે. જ્યારે એ મોં મારી નજર સમક્ષ સ્મૃતિમાં પણ કદી આવે છે ત્યારે જગતમાં કદી—કદી—એવું કદરૂપું, બીહામણું—ભયંકર મોં દેખાયું નહીં હોય ! તેના અર્ધઉઘાડા, વાંકા મુખમાંથી લાળ ઝરતી હતી. તેનો ઉપલો હોઠ તુટી ગયો હતો, જેથી ખવાઇ ગયલા પીળા દાંતની એક હાર અંદરથી બહાર આવી તેના ચહેરાને ન કહેવાય તેવો ભયંકર બનાવતી હતી, તેને નાસિકાને ઠેકાણે બે કમકમાં આવે તેવાં છિદ્રોજ હતાં. અને તેની આંખો !–પ્રભુ પિતા ! કદી તારા પાપીમાં પાપી અપરાધીને એ–નરકની કુપ્પીઓ–દેખાડીશ નહીં ! ખવાઇ ગએલા અને શાહીથી રંગેલા હોય તેવા કાળા એ મુખની વચ્ચે, નિસ્તેજ પીળી રાખના જેવી બે ફાટેલી આંખો ચગચગતી હતી; જેની સામે જોવું તે કમકમાં લાવે તેવું હતું અને જેનું પોતાની સામે ફરવું તે મરણ પામવા બરોબર હતું. પરંતુ આ સૌ છતાં મારી ચોંટી ગએલી નજર હું તેના ઉપરથી ન ખસેડી શક્યો. ત્રાસથી–ભયથી–વ્યથાથી શૂન્ય મૂઢ થયલો હું તેના તરફ જોઇજ રહ્યો. અને ત્યારે, મારા ભયથી અંધ જેવા થઈ ગએલા મગજની અંદર ધીમે ધીમે મને સમજ પડવા લાગી કે એક તો એ મારા તરફ જોતો હોવા છતાં, મને નહીં, પરંતુ મારી પાછળ આવેલા ઝરુખાને જોતો હતો. બીજું, કે તે હલેસાં ચલાવતો હોવા છતાં, તેને હાથ નહોતા પરંતુ હાથનાં ઠુંઠાંજ હતાં. અને છેલ્લે, કે તેનું થરથરતું કાષ્ઠમાળા જેવું શરીર સઘળું કીટ, શ્લેષ્મ, અને કોઈ વિચિત્ર જાતનાં ચાઠાંથી છવાઈ ગયેલું હતું ! બીજી પાસે હું સમજ્યો કે જેને હું મારી સામે જોતો હતો તે કોઈ અકલ્પ્ય કદરૂપો, જીવતો મુવેલો રગતપીતીઓ હતો !

ભય–ત્રાસ–બીક--કમકમાટથી મારું હૃદય ધડકતું બંધ થઇ ગયું; મારી બુદ્ધિ ગુમ થઇ ગઇ; અને મને તમ્મર આવવા લાગ્યાં ! રાત્રિ એકાએક ભયંકર થઇ ગઇ- ઉપરનો ચંદ્રમા મને લોહીના કુંડ જેવો લાગ્યો—જમનાનું જલ ખળખળતા રક્તના સમુદ્ર જેવું જણાયું અને હું હવામાં તાતા તેજચમકાર જોવા લાગ્યો !

[ વધુ માટે જુવો પૃષ્ઠ ૮૯



[ચિત્રકાર ] હુસ્નઆરા અને શાહજાદો [ રા. પટેલ

આવી પરીઓની પ્યારી મહેફીલમાં ચમન ઉડાવતો બેપરવા શાહજાદો જીંદગીની સોગટી ચલાવતો હતો.

—પૃષ્ઠ ૪૧

નસરુલ્લાએ ચારેગમ જોયું. શાહજાદાએ હાજરીનોને રજા આપી.

"નામવર!" નસરુલ્લાએ ધીરેથી કહ્યું. "બેઅદબી માફ પણ ભવિષ્યના જહાંપનાહ--બાદશાહને આવા ખ્યાલ શોભતા નથી."

"બાદશાહ!" શાહજાદાએ શીરાઝી પુરી કરતાં કહ્યું: "છુ! છુ! બેવકુફ! મારે બાદશાહ નથી થવું. આહ! એ નકાબપોશ નાઝનીનના મુલાયમ ઝુલ્ફાં સાથે ગેલ કરવા કે તેના ખુશબોવાળા ગુલબદનપર એક બોસો લેવા આગળ આ કંગાલ હીંદનું તખ્ત નાચીઝ છે. નસરુલ! એની ખુબસુરતીના ખ્યાલમાં હું બેફામ છું. એ બેનઝિરની બે-મીસાલ ખુબસુરતીથી હું પાગલ થયો છું. આહ! એના ચશ્મમાં જેટલું તેજ છે તેટલું આ સલ્તનતના તાજમાં નથી. નસરુ, તું ગમે તેમ એને લઇ આવ. અગર કદી તે શાદી કરવા ચાહતી હોય તો કબુલ કરઃ કદી તેને આ તખ્તની સુલ્તાના થવું હોય તો મંજુર કર. હું ખુદાપાકના કસમ લઇ કહું કે તે મને ગુલામ બનાવશે તો તે હું ખુશ-કીસ્મત માનીશ. તું જા. તેના વગર હું માયુસ થઇ ગયો છું. આ બધી નાઝનીનો તેની બાંદીઓ થવા જેણુ લાયક નથી. આહ! શી તેની ખુબસુરતી! અલ્લાની આખી આલમમાં તેની જોડી નથી, નસરુ, ભલા સુતરીબોથી પણ તેનાં વખાણ નહીં થાય. બસ, તું જા, તેના લબનો હું તરસ્યો છું. તેની ખીદમતમાં જઇ અરજ કર કે હીંદનો ભવિષ્યનો બાદશાહ તારા હાથ માટે દીલભરી અરજ કરે છે." એશઆરામનો દીલેર શાહજાદો ઇશ્કના ઘેનમાં બોલ્યો જતો હતો.

"નામવર!" નસરુલ્લાએ ફરીથી કહ્યું. "પણ તે કેમ બને?" એક શીઆની દુખ્તર જોડે. સુન્ની. મઝહબના શાહજાદાની શાદી કેમ થાય? એથીતો આફત........"

"આફત? પરીપેકર નાઝનીનના ખાયેશ-મંદ માટે, બેનઝીર પ્યારીના લબથી પાગલ થયલા માટે આફત નાચીઝ છે, નસરુ....."

"પણ નામવર! જહાંપનાહ જાણે તો?"

"તો શું?" શાહજાદાએ ઉશ્કેરાઇ કહ્યું. "પેદરે જાણવું જોઇએ, નસરુ, કે આજનો શાહજાદો કાલનો બાદશાહ છે. હું કાયર નથી, સમજ્યો? પ્યારા હુરની ખુબસુરતીના માલેક થવાની ખાયેશવાળાને આવા ખ્યાલ? તેં એની ખુશબોનો શરાબ પીધો નથી એટલે એની લિજ્જત કેમ જાણે?"

"ખરી વાત, નામદાર. પણ મોતની બદબો..........."

"મોત? મોત, નસરુ? ઇનિસાનને મોત તો છેજ. અને દીલારામ હસીનની ખુબસુરતીનો શરાબ પીતાંપીતાં મોત આવે તો તેથી અદકું શું ભલા? પણ હીંદના ભાવિ શાહેનશાહને મોતની સજા ફરમાવનાર છે કોણ? હૈફ છે તારા પર નસરુ, તું નાચીઝ, નામર્દ છે. તું શું કરશે? ચાલ, હુંજ રસુલખાં પાસે જઇ એની ખુબસુરત બેટી માંગીશ" કહી શાહજાદો ઉભો થયો.

"પણ નામવર!" નસરુલ્લાએ ઉતાવળથી કહ્યું. "એ મર્ઝના દુઃખમાં છે. કદાચ......"

"કદાચ શું? મરી ગયો હશે?"

"હા નામવર! તબીબને આશા નથી. હીદાયત ખબર લાવવા ગયો છે."

શાહજાદો બેઠો. થોડીવારે આસમાનમાં ચળકતા સીતારાની મહેફીલ સામે જોઇ રહ્યો. "નસરુ," પ્યારી નાઝનીનની ખુબસુરતીમાં બેફામ થયલા શાહજાદાએ કહ્યું: "અલ્લા-મીંઆએ આ એકજ ઓરતને આટલી હસીન કેમ બનાવી?"...થોડી વારે તે

બબડ્યો. "યા અલ્લાહ! મારી મુરાદ બર લાવ."

આખું હીંદ જેના નામથી કાંપતું હતું તે ઔરંગઝેબની પણ પરવા નહીં કરનાર શાહજાદો એક ઓરતના ચહેરાની ખુબસુરતીથી દીવાનો થઈ ગયો હતો .....

—બસ! અલ્લામીઆની આલમના અજબ સોગઠાં ખેલનાર બેજ એવી ચીજ છેઃ—એક જાદુગર કીસ્મત ને બીજી જાદુગરી નાઝનીન.

— ૨ —

## બાદશાહનો ખજાનચી

દીલ્હીના શાહી રસ્તાથી થોડે દૂર આવેલા આલીશાન મકાનના એક ઓરડામાં ગમગીની પાંખ ઉઘાડની ચોગમ ફરતી હતી. તે મકાનનો માલેક શાહી ખજાનચી રસુલખાં મર્ઝથી પીડાતો મોતની પથારીએ સુતો હતો. તે બાદશાહનો માનીતો હતો અને તેથીજ શીઆ મઝહબનો હોવા છતાં બાદશાહે તેને રુખસદ આપી નહોતી.

ઓરડામાં મરમરના મેજ પર સાઇની પાક કલામો જેવી પવિત્ર, સુગંધી દીવાની ઝુરી રોશની પ્રકાશતી હતી. પથારી ઉપર સુતેલા રસુલખાનના ગળે હાથ વીંટાળી ઉંડી ગમગીનીમાં, રસુલખાનની વહાલી બેટી હુસ્નઆરા બેઠી હતી. અને તેના પગ પાસે તેની નાની બેટી હમીદા પેદરના કદમ ચુમતી, રડતી પડી હતી. થોડે દૂર એની જુની બાંદી હાતમ અને એક બે નોકરો ઉભા હતા. સહેજ આઘે, સૌની નજરથી દૂર હોય તેમ એક જઈફ ફકીર પાક કલામો પઢતો બેઠો હતો. બધે કમબખ્ત મોતની ખરાબીની આગાહી જણાતી હતી.

"હુસ્ન" દર્દીએ ધીરેથી કહ્યું.

"બાબા" હુસ્નઆરાએ રડતે અવાજે જવાબ આપ્યો.

"સલાબત... ....."

"નહીં, નથી આવ્યા." હુસ્નઆરાએ તરત ઉત્તર આપ્યો.

દર્દી આંખ મીંચી સુતો. થોડીવાર બધા દર્દીના બચાવનો વિચાર કરતા, તેનો ચહેરો જોઇ રહ્યા. એટલામાં બારણું ઉઘડ્યું અને ઉતાવળે એક જવાન દાખલ થયો. દર્દીએ આંખ ઉઘાડી તેના ચહેરા પર શાંતા જેવું એક ફીકકુ હસવું ફરી વળ્યું. હુસ્નઆરા જરા ઉંચી થઈ બેઠી. જવાન પથારી પાસે આવ્યો: રસુલખાએ હાથ લંબાવ્યો, તે ચુમી તે પથારી પર બેઠો. ફકીર કલામો પઢવાનું બંધ કરી બધાને જોતો બેસી રહ્યો

"સલાબત, તુ આવ્યો?" રસુલખાંએ ધીરેથી પુછ્યું.

"હા, બાબા." સલાબતજંગે ઉત્તર આપ્યો.

"સલાબત, વખત થોડો છે. પરવરદીગાર મારી રાહ જુએ છે." રસુલખાં જરા અટક્યો. જવાનની આંખમાં આંસુ આવ્યાં.

"સલાબત" રસુલખાને આગળ ચલાવ્યું, "મારી "હુસ્ને તમારા બન્નેની ખુશ-કીસ્મતની વાત મને કહી, પણ તું સુન્ની છે શીઆની દુખ્તર સાથે શાદી કરવા માટે તારા પર આફત આવશે."

"બાબા—" સલાબતજંગ બોલવા જતો હતો, પણ તેને અટકાવી રસુલખાંએ કહ્યું.

"સાંભળ! મેં બધા ખ્યાલો કર્યા છે. આ બંદના ગુલામ પર બાદશાહ સલામતની

રહેમ છે. પણ બીજા ખાનદાન સુન્નીઓ તને તારાજ કરશે, અને બાદશાહ પણ ઓના સરદાર છે. સુન્ની મઝહબના અફસરોને બાદશાહ સલામત માન આપશે. એથી તું અને મારી પ્યારી બેટી ગીરફતારીમાં આવી જશો. તેથી કાઝી સરીયુદ્દીનને મેં તેડયા છે. મેં નિશ્ચય કર્યો છે કે મરતાં અગાઉ હું સુન્ની થઇશ."

"બાબા!" હુસ્નઆરા અને સલાબતજંગ બોલી ઉઠયાં.

"પ્યારાં બચ્ચાંઓ, ઇનસાનના ઝેરઝનુનથી બચવા માટે હવે બીજો રસ્તો નથી." તે થાકી ગયો ને ચુપ પડી રહ્યો.

આ ગુફતેગો વખતે પેલો ફકીર એકીટસે રસુલખાંને જોઇ રહ્યો હતો.

પેદરના ગલે હાથ રાખી હુસ્નઆરા બેસી રહી; તેના અને બધાંની આંખોમાંથી આંસુ નીકળતાં હતાં.

થોડીવારે અચાનક રસુલખાંએ કહ્યું.

"હુસ્ન—" તેના સાદમાં મૌતની કંપારી હતી. બધા ચમકી ઉઠયા. તેણે આગળ બોલવા મહેનત કરી, પણ તેના જબાન બંધ થઇ ગઇ. ધીરેથી તેણે હુસ્નઆરા અને સલાબતના હાથ લઇ મીલાવ્યા અને થોડીવારે બાદશાહનો માનીતો ખજાનચી અને હુસ્નઆરાનો પ્યારો પેદર પાક પરવરદીગારની હજુરમાં હાજર થયો.

× × ×

કાઝી સરીયુદ્દીન જઇફ અને દયાળુ હતો. તે આવ્યો ત્યારે સારી આલમને હુસ્કે હુસ્કે રડાવે એવા સાદે ખુબસુરત હુસ્નઆરાએ તેનાં પ્યારાં પેદરના મોતની વાત કાઝીને કહી. સલાબતજંગે રસુલખાંનો સુન્ની થવાનો ખ્યાલ અને કારણ કહ્યાં—અને જઇફ કાઝી સાહબની રહમદીલી માંગી.

"બેટા" દાઢી પસવારતા જઇફ કાઝીએ કહ્યું. "ખ્યાલથી તો તે સુન્ની થયો હતો. તમારે હવે ફીકર કરવા જેવું નથી—અને" તે બોલતાં અટકી પડયો. ચોગમ નઝર ફેરવી તેણે કહ્યું: "એ કોણ છે?"

"કોણ આ! એ તો અહમદશાહ વલી ફકીર છે. અબ્બાજાન પાસે કલામો પઢવા આવ્યો હતો."

કાઝીએ માથું હલાવી આગળ ચલાવ્યું: "સલાબતજંગ, હું મોડો આવ્યો એમ કોણ જાણવાનું હતું ભલા? હું કહીશ કે મારે હાથે તેણે સુન્ની મઝહબ અખત્યાર કીધો છે."

સલાબત અને હુસ્નઆરાએ પરવરદીગાર પાસે કાઝીની દુવા માંગતા હોય તેમ આસમાન તરફ ચશ્મો ઉંચાં કર્યાં.

થોડીવારે જઇફ કાઝી સરીયુદ્દીન બાદશાહ સલામતને ખજાનચી રસુલખાંના મોતની બાતમી આપવા નીકળ્યો.

— ૩ —

## બાદશાહ સલામત.

શાહી મહેલના ભોંયતળીએ ભેગા મળેલા અફસરો એકમેકના કાનમાં ગુફતેગો કરી રહ્યા હતા.

"સુન્ની થયો!" ઇબ્રાહીમખાને કહ્યું.

"સારે તો તેની દુખ્તરોના સુન્ની મઝહબના ખાવીંદ સાથેજ નીકાહ થશે." નસરુલ્લાખાને કહ્યું.

"બેશક" હીદાયતે ઓલ્યો.

"પણ બાદશાહ સલામતનું ફરમાન જોઇશે ને?



હુરનઆરા અને શાહજાદો

પહેરેગીરને કાજીએ કહ્યું "રહીમ, બાદશાહ સલામતને અરજ કર કે કાજી નામદારની જનાબમાં અરજ કરવા હાજર છે.'

"નામદાર, જહાંપનાહની પાક હજુરમાં અરજ કરવા કાઝી સરીયુદ્દીન હમણાં આવશે." ઇબ્રાહીમખાને કહ્યું.

એટલામાં પાછળની ગીરદીમાંથી કંઇક અવાજ આવ્યો એટલે બધા અફસરોએ એ બાજુ નઝર ફરી.

હીદાયત બોલી ઉઠ્યો. "હ્યો, કાઝી સાહબજ આવ્યા."

જઇફ કાઝી સરીયુદ્દીન દાઢી પસવારતા ઉતાવળે આવતા હતા. લોકોએ તેમને માટે જગા કરી.

અફસરોએ રસુલખાન સંબંધી કાઝીને સવાલો પુછ્યા પણ કાઝી સાહેબ જવાબ આપ્યા વગર જતા રહ્યા.

બાદશાહના ખાસ ઓરડા આગળ એક પહેરેગીરને કાઝીએ કહ્યું. "રહીમ, બાદશાહ સલામતને અરજ કર કે કાઝી નામદારની જનાબમાં અરજ કરવા હાજર છે."

રહીમ અંદર ગયો. કાઝી અનેક વિચારો કરતો-ઉભો હતો.

"જનાબ." થોડીવારે પાછળથી કોઇએ કહ્યું: "જહાંપનાહ બોલાવે છે."

કાઝી ઉતાવળે અંદર ગયો; પણ અંદર કોઇ નહોતું. કાઝી વિચારો કરતો બારીએ ઉભો રહ્યો એટલામાં કોઇએ તેના ખભા ઉપર હાથ મુક્યો. ચમકીને કાઝીએ પાછા ફરતાં કુરનીશ બજાવી. પણ તરત તેણે જોયું કે તેની સામે ઉભેલો સખ્સ હીંદનો જહાંપનાહ નહોતો, પણ પાક કલામો પઢનાર ફકીર અહમદશાહ હતો. જઇફ કાઝીનો પીત્તો ઉછળી આવ્યો. પોતે ભુલથી એક અદના ઇનસાનને ભારે માન આપી દીધું એ માટે એનું ખુન ઉકળી આવ્યું. "બેવકુફ" તે બોલી ઉઠ્યો.

"કાઝી સાહબ! રહમ કરો."

"રહમ! તું અદના ફકીર મારી પાક જીસ્મને કેમ અડક્યો?"

"જનાબ!" ફકીરે મીઠે સાદે કહ્યું: "એ જીસ્મને પણ કફન થવાનું છે કે નહીં?"

જઇફ કાઝીની ચશ્મોમાં ખુન ભરાઇ આવ્યું; તેના અબરુની કમાન સંકડાઇ; તેની પાપણે વધારે પલકારા કરવા માંડ્યા.

"તારે શી મતલબ છે?" જેમતેમ કાઝી સાહેબે કહી નાંખ્યું.

'કાઝી સાહબ! એ દીલ્લગી રહેવા દો, બોલો કેમ આવ્યા છો?"

"દીલ્લગી! બેવ......" કાઝી બોલતો હતો તેવામાં અહમદશાહ જતો રહ્યો.

થોડીવારે ચમરીનો સાથે બાદશાહ દાખલ થયો. કાઝીએ કુરનીશ બજાવી. બાદશાહ બેઠો એટલે તેના કદમ આગળ કાઝીએ બેઠક કરી. તેણે બાદશાહને રસુલખાંના મોતની ખબર આપી.

"સરીયુદ્દીન!" બાદશાહે કહ્યું: "અલ્લાહ એને જન્નત બક્ષે મગર અફસોસ છે કે તે શીઆ હતો."

"માલેક!" કાઝીએ ધીરેથી કહ્યું: "રસુલખાંએ મારે હાથે સુન્ની મઝહબ અખત્યાર કર્યો હતો"

"એમ? ખુશનસીબની વાત છે. સરીયુદ્દીન," હસતાં બાદશાહે કહ્યું, "તે ક્યારે સુન્ની થયો, ભલા?"

"જહાંપનાહ, મોતની છેલ્લી ઘડીએ."

ઇસારતથી ચમરીનોને રજા આપી, બાદશાહ કાઝી સામું જોઈ રહ્યો. થોડીવારે કડક અવાજે તેણે કહ્યું: "સરીયુદ્દીન! બાદશાહ આલમગીરની પીછાન છે?"

બાદશાહની ચશ્મો જોઇ જઇફ કાઝી ડરી ગયો. "જહાંપનાહ!" હીંમત રાખી તેણે કહ્યું.

"સરીયુદ્દીન, બાદશાહ આલમગીર ફુસુસ વાતોથી ઠગાય એવો ગાફેલ નથી."

સરીયુદ્દીનની મુઠ્ઠીઓ બીડાઈ; તેની છાતીમાં ધબકારા થવા લાગ્યા.

બાદશાહ ઊઠયો ને પહેરેલો ઝભ્ભો ઉતારી નાખ્યો ને કમરમાંથી છુરાની કાઢી તે પહેરીઃ "પીછાને છે, સરીયુદ્દીન પાક કલામો પઢતા વલી અહમદશાહને?"

"અજલ—મોત" કાઝી બબડયો.

પવનમા ઉડતી પોતાની દાઢી પેઠે કાઝી ધ્રુજી ઉઠયો. "માલેક!" બાદશાહના કદમે પડી તે બોલ્યો. "ખુદાવંદ, હું નાચીઝને હાથે ગુનાહે કબીરા થયો છે પણ દરગુજર કરો જહાંપનાહ! હું ખતાદાર—બેવફા નથી."

છુરાની ઉતારી બાદશાહ બેઠો "આહ!" હસીને તેણે કહ્યું "ખામોશ, સરીયુદ્દીન! તુ ડરે છે કેમ? હું જાણું છું તુ બેગુનાહ છે. પણ તારામા હીંમત ક્યાં છે? ને ગુનોહ તો કર્યોજ નથી."

કાઝી ઉભો થઇ ગયો ને બાદશાહ સામે જોઇ રહ્યો. તે ખરેખર ગુસ્સે થયો હતો કે ખુશ હતો તે જરાય કાઝીથી કળાયું નહીં.

"સરીયુદ્દીન!" કાઝીના ખ્યાલો સમજતો હોય તેમ બાદશાહે કહ્યું. "હું ખુશ છું પાક પયગમ્બરનુ ફરમાન તુ સમજ્યો છે. અલ્લાહની ખુદાઇ મઝહબોની મારામારીમાં નહીં પણ ઇનસાન તરફની ભલાઇમાં છે. સરીયુદ્દીન, તાજ્જુબીની વાત છે કે રસુલખા જેવા ભલા માણસને મઝહબની મારામારીને લીધે મઝહબ બદલવાનો ઢોંગ કરવો પડે છે. ખુદાની નજરમાં રસુલખા નહીં પણ મઝહબોના માનીતાઓ અને દેશના બાદશાહો ગુનાહગાર છે." બાદશાહ વિચારમાં પડયો. જરાક કાઝી બાદશાહના ચહેરા સામે જોઇ રહ્યો. થોડીવારે બાદશાહે કહ્યું:

"સરીયુદ્દીન! રસુલખાંનાં બચ્ચાંઓ હું તને સોંપુ છું. પણ જોજે તેણે સુન્ની મઝહબ અખત્યાર કર્યો હતો એ વાત ફેરવતો ના."

બાદશાહે કાઝીને રજા આપી. મહેરબાની માટે કુરનીશ બજાવી દાઢી પસારતો કાઝી સરીયુદ્દીન બહાર ગયો.

— ૪ —

## શાગીર્દ

"સલાબતજંગ, પણ તું કેમ આવ્યો તે તને કહું?" સલાબતના મકાનના ખાસ ઓરડામા બે જવાન શખ્સોમાના એકે કહ્યું:

"કેમ આવ્યો? બેશક મારી મહેમાનગીરી ચાખવા."

"ના"

"ત્યારે?"

"સાંભળ, કહું. એકવાર તેં મારી અમ્માની જાન બચાવી હતી તેનો બદલો વાળવા."

"રફીક! દોસ્ત! મે કંઇજ કર્યું નહોતુ."

"અરે, પણ તું સાંભળ તો ખરો. જો હુ તારી જાન બચાવવા આવ્યો છું."

"મારી જાન!" આશ્ચર્યથી સલાબતે પુછ્યુ.

"હા, તારી જાન અને મીલકત"

"કેમ, વારુ! બાદશાહ સલામત ખફા નથી થયા ત્યાસુધી કોની કુવ્વત છે કે મારી જાતને અડે."

"સલાબત, તુ ચાંદનાં વખાણ કરે છે, પણ હુજરમા આફતાબ ઉગે છે, એ ભુલી જાય છે"

"દોસ્ત! હુ નથી સમજતો—તું શું કહે છે?"

"જો સમજ. મે સાંભળ્યું છે કે તુ, રસુલખાની બેટી હુસ્નઆરા સાથે પ્યારમા છે."

"તે વાત સાથે કોઇને શું મતલબ છે?"

"બેશક, મતલબ છે તેથીજ તને કહેવા આવ્યો છું."

"શું ?"

"કે એ ખ્યાલ છોડી દે."

સલાબતજંગ ઉભો થઇ ગયો.

"ખ્યાલ છોડી દઉં ? મારી મનમોહન કબુબને છોડી દઉં ? કદી નહીં. પણ ભલા, કીશ શા માટે એ ખ્યાલ છોડી દઉં ?"

"કારણ કે તેનો તારાથી મોટો માલેક છે."

સલાબત કડવાશથી હસ્યો. "તે કોણ, ભલા ?"

"શાહજાદો......"

"શાહજાદો! ના, ના, નસરુ તું દીલ્લગી કરે છે."

"સલાબત, દીલ્લગીનો આ વખત નથી. તું સમજ અને કદી તું હઠ કરશે તો વિચાર કે તારા પર કેવો જાલીમ સીતમ ગુજરશે." સલાબતના ખભા પર હાથ મૂકી નસરુલ્લે કહ્યું.

"ખરી વાત છે, નસરુલ્લા." સલાબતે હોઠ કરડતાં કહ્યું. "હું તારો અહેશાનમંદ છું. મામલો મહાલ છે, એ હું જોઉં છું પણ તારી વાત મારાથી કબુલ નથી થતી. રસુલખાંએ મોત વખતે અમારી નીકાહ કરી છે, ત્યારથી હું મરનારનો દામાદ છું, હુસ્નઆરાનો ખાવીંદ છું અને હુસ્ન મારી બીબી છે, હુસ્ન સાથે વસ્લનો મને હક્ક છે. તારા આફતાબનું તેમાં કૈં નહીં વળે"

"સલાબત, તું હઠ છોડી દે. તને નથી સમજ કે ફરઝંદેશાહ સામે હક્ક વધુ નહીં ચાલે. તું વસ્લ કરશે તો શહજાદો તમારી જુદાઇનું ફરમાન કાઢશે."

"નસરુલ્લા, જો એમજ છે તો શી ફીકર ? મુગલ શાહજાદાને પણ અફસરજાદાની તાકાતનો અનુભવ થશે. નસરુ, કબ્રસ્તાનની આરામગાહમાં ચેન માનનાર સીપાહીબચ્ચો એમ ચૂં ડરી જશે ?"

"સલાબત; તું બહાદુર છે, પણ આ વાતમાં હુજ્જત ન કર. તારી દીવાનગી છોડી દે."

"નસરુલ્લા, તારો ઇરાદો હું નથી જાણતો. પણ તે જે હોય તે. હું કસમ લઇને કહું છું કે જાન માટે તો શું પણ બહેશ્ત માટે, ખુદ અલ્લાહ માટે હું પ્યારી હુસ્નને છોડીશ નહીં. ચાલ એ વાત જવા દે. લે, આ શીરાઝીમાં એ વાત ભુલી જઇએ."

— ૫ —

## હુસ્નઆરા.

જ્યારે નસરુલ્લાખાં અને સલાબતજંગ આમ ગુફ્તેગો કરી રહ્યા હતા ત્યારે રસુલખાંના આલીશાન મંઝીલની પાછલી અટારીમાં ખુબસુરત હુસ્નઆરા નીંદ લેતી હતી.

આથમતા આફતાબનાં કોમળ કિરણો તેના ખીલેલા મુલાયમ બદન ઉપર ગેલ કરતાં હતાં; ઇરાની ગુલોના બાગમાંનો પવન તેની જવાનીની ખુશ્બો ચારે ગમ પસારતો હતો; તેની કોમળ, બીડાયલી ચશ્મો, જાણે પોતાના પ્યારા અઝીઝની છબિ જોતી હોય તેમ ઘેનમાં બીડાયલી હતી. રાતા આસમાન પર રાતના ઓળા પડે તેમ તેના ગુલાબી ચ્હેરા પર આછી ગમગીની હતી.

એટલામાં કોઇ સખ્સ દાખલ થયો. સુતેલી નકાબપોશ નાઝનીનને જોઇ તે થોભી ગયો. પરસ્તાનની કોઇ હુર ઇન્સાનને સતાવવા જહાનમાં આવી સુતી હોય તેમ તેને લાગ્યું. તેની નાડીઓ ધડકવા માંડી; તેનું અંગ ચમકી ઉઠ્યું; તેની ચશ્મોનું તેજ વધ્યું. તેને જોવામાં તે બધી વાત ભુલી ગયો. થોડીકવારે તેને લાગ્યું કે ખુદાના કલામો પઢવા કરતાં તેની નજર સામે સુતેલી બેમીસાલ ખુબસુરતીના

કલામો પઢવામાં વધારે ખુદાઇ છે. તે શાયેર ઉમર ખય્યામની રુબાયતના અધૂરાં યાદ રહેલા શબ્દો બબડયો: "આ—આજ મારા દીલની મુરાદોની કામીયાબી—આજ મારું જન્નત."

હુસ્ન-આરાની ચશ્મો બીડાયલી હતી. એટલામાં ઉજાગરા હોય તેમ બહેસ્તના બાગમાં, બહારના સુનેરાં ગુલને જગાડવા કોઇ હૂર ગઝલ બોલે તેવા મીઠા ખેરાલવા સાદે તે બોલી: "કેટલી મોડી થઈ!" ને ફરીવાર મીઠી નીંદમાં લપાઇ ગઇ.

પેલો સખ્સ બબડયો "આહ! તે કેટલો નસીબવાન છે?"

દિવસ નમતો જતો હતો તે જોઇ તે સખ્સે કહ્યું: "હુસ્નઆરા"

અજાણ્યા સાદથી ચમકી હુસ્નઆરા ઉભી થઇ ગઇ. તેના મોં પરનો રંગ બદલાયો.

"જનાબ, આપ કોણ છો? સુવા પડવા લાગો છો!" આંગ ઠીક કરી તેણે ધીરેથી ટકોર કરી કહ્યું.

"આહ! હુસ્નઆરા! બેશક તારા વગર હું સુવોજ પડયો છું."

"ખબરદાર આપની જબાનને છુટ આપી તો. બોલો આપ કોણ છો!" હુસ્નઆરાએ રોફમાં કહ્યું.

"હું? હું તારી ચાંદની જેવી ખુબસુરતીથી પાગલ થએલો અદના ઇનસાન છું. હુસ્નઆરા! મારા જીગરની મહોબત ઇઝહાર કરવા હું આવ્યો છું. આહ! હું તને મારા દીલનું દર્દ કેમ સમજાવું?"

હુસ્નઆરા જરાક હસી

"બધા ઇનસાનો પ્યારની નજર આમ કરે છે શું? જનાબ! પારકી ઓરતો સાથે આમ વાત કરવી શોભતી નથી. અહીંથી જતા રહો. દીમાગની રોશનીથી આપ કોઇ અમીર લાગો છો તેથી ચેતાવું છું. અહીંથી જતા રહો નહીં તો મારા નેક ખાવીંદ આવશે તો આપની જાન લેશે." હુસ્નઆરાએ રૂઆબથી કહ્યું

પણ તે જવાન તો હુસ્નઆરાના લાલ હોઠ, તેનું તસતસતું બદન ને ગુલની પત્તીઓ જેવી તેની હથેલીઓ જોતો હતો.

"આહ! મનમોહન મહબુબ" તે અધીરો થઇ બોલ્યો. "તું એમ ના બોલ. હુસ્નઆરા! તું આટલી હસીન છે તો પછી આવી બેરહેમ કેમ છે? આહ! હુસ્ન! તારા આ ગુલાબ જેવા રાતા હોઠપર એક મીઠા બોસાની મને તલબ છે.. ....."

"નાદાન! તું સમજે છે કે આ મઝીલમાં કોઇ ઇનસાન નથી? જા, જતો રહે. નહીંતો અબઘડી પયદાને બોલાવું છું."

"આહ! ખુબસુરત પરી! તારી રોશન ચશ્મોના ખોફમાં પણ કેટલી ખુદાઇ છે! તારો નુરાની ચહેરો મારા બદનની જલન વધારે છે. ઓ પ્યારી હુસ્ન! બોલ. બોલ તારા રાતા હોઠપર બોસો લેવાની મને ઇજાજત આપ!"

"આપ ઇનસાન છો?" છેડાઇને હુસ્નઆરાએ કહ્યું. "અરે ન સમજતું હોય તો" કહી તેણે પાસેના ઓરડા તરફ નજર કરી.

"સબુર હુસ્નઆરા" જવાન બોલી ઉઠયો 'તને ખબર છે—હું કોણ છું?'

"હા" તેણે રૂઆબથી જવાબ આપ્યો "હેવાન મીસાલ પાગલ થયેલો નામર્દ નાદાન બીજું કોણ?"

"નામર્દ? ઓ મગરૂર નાઝનીન! તારામાં આટલી ખુબસુરતી નહોત તો મોગલ શાહજાદાના આ અપમાન માટે તારા ખુનથી તારું મઝીલ નાપાક કરત."

"શાહજાદા!" હુસ્નઆરા ખોફથી બોલી ઉઠી.

ઝડપભેર મોઢા ઉપર ઓઢણી ઓઢી તે બોલી "નામવર શાહજાદા! શાહી ફરજંદો

અફસરોની બીબીઓ સાથે આમ વર્તે છે શું?"

"ના હુસ્નઆરા. તારી શાદી નથી થઇ."

"પણ અમારા નીકા થયા છે."

"આહ! ખુબસુરત નાઝનીનો પણ ફુઝુલ વાતો કરે છે."

"અફસરઝાદાની બીબીનું અપમાન કરનારને તે શાહજાદો નહોત તો ભારે પડત" હુસ્નઆરાએ ટકોર, કરી કહ્યું.

"હુસ્ન, હવે બધી વાત જવાદે. તારી જોહર ખુબસુરતીનો હું તલબગાર છું. બોલ! તું સુલતાના થવા ઇચ્છતી હોય તો ઇમાનથી હું કસમ ખાઉં છું કે હીંદનું તાજ તારા પાક કદમ આગળ હું ધરીશ. હુસ્નઆરા, હુસ્ન, સારી આલમમાં એવું કૈં નથી જેની તારે ખાતર હું નવાઝન કરું."

"મુગલ શાહજાદા! મને એ તાજની તલબ નથી; હું એક મામુલી ઓરત છું, મારે ખાતર શા માટે આપની પાક ઇજ્જત રદ્દે કરો છો? મુગલ શહેનશાહના ફરજંદની શાદી માટે સેંકડો હસીન નાઝનીનો તલપે છે. મારા બદનમાં એવું કૈં નથી."

"આહ! હુસ્નઆરા. તારી ચશ્મોથી નહીં પણ આશક શાહજાદાની ચશ્મોથી જો; તને જાદુ જણાશે પણ હવે ઇદ્દ જવાદે. તારા રાતા લબથી જે બોલ મારા જીગરની જલન દુર કરી શકે તે બોલ. હું હવે થોભી શકતો નથી."

શાહજાદાના ઘેરાયલા ચશ્મોમાં દીવાનગી વધતી જતી હતી. હુસ્નઆરા તે જોઇ ચેતી ગઇ. ધીરે પણ દરેલ સાદે તેણે કહ્યું:

"નામવર શાહજાદા! આપ મારા ભાઇ-જાન છો. આપની જબાં પર આવા કલામ શોભે છે શું?"

શાહજાદાના ચહેરા પર ગુસ્સાની લાગણી પ્રગટી.

"આહ હુસ્નઆરા! હવે હું સમજ્યું છું કે તું એક પાકદામન ઓરત છે; ગરુરની પુતલી છે. ઝુલમ વિના તું નહીં માને. મગરુર નાઝનીન! તું સમજ. શાહજાદા સાથેના વેરનો અંત કેવો મહાલ આવશે. જીગરની મહોબ્બત નવાઝનારે દુશ્મન બને છે ત્યારે તેને માશુકના ખુનની-નદીમાં નહાવાની તલબ થયા છે."

"રહમ કરો નામવર! હું બેગુનાહ છું મારી તકસીર શી છે?"

"હુસ્નઆરા! તકસીર? તારી ખુબસુરતી તારી તકસીર છે, તું નથી; તારી મગરુરી તારી તકસીર છે, તું નથી. આહ! તે માટે તારા ખાવીંદને પણ....."

"નામવર! નામવર!" હુસ્નઆરા બોલી ઉઠી "સજાવાર હોઉં તો હું છું: મારા પ્યારા ખાવીંદ નથી."

"ભુલે છે" શાહજાદાએ હસીને કહ્યું: "ખુબસુરત નાઝનીનોની નાહક માલેકી ભોગવવા માટે તેનો ખાવીંદ પણ સજાવાર છે; અરે! મૈતજ એ તકસીરની તોબા છે."

છાયા પેઠે ગુલબદન હુસ્નઆરાનો નુરાની ચહેરો ફીકો થઇ ગયો. શાહજાદાની જાલીમ ચશ્મોમાં ભયંકર હસવું આવ્યું. ઠંડીમાં કાંપતી ગુલપત્તી પેઠે હુસ્નઆરા શાહજાદાને પગે પડી કાંપતી બોલી:

"રહમ કરો માલેક! મોગલ ફરજંદના જાલીમ ગુસ્સાની મને ખબર છે પણ આહ! તેમનું ઉમરાવ દીલ કાબુ નથી. નામવર શાહજાદા! એક નાતવાન ઓરત અરજ કરે છે તે મંજુર કરો. અગર જો આપને માગ્રજ ખુનની તરસ હોય તો આપના ખંજર સામે આ કોમળ ગરદન ઝુકાવું છું પણ ઓ! મારા પ્યારા માલેકની જાન બચાવો."

[વધુ માટે જુવો પૃષ્ઠ ૮૩.]



ચિત્રકાર ] હુસેનઆરા અને શાહજાદો [ રા. શિવરામ સહજ

કાઝી ઊભો થઈ ગયો ને બાદશાહ સામે જોઈ રહ્યો

—પૃ ૪૯



ચિત્રકાર ] રાજાધિરાજ [ રા. રવિશંકર રાવળ

આ તેજ એડીઓ—ધાટીલી, ગુલ..., અને ચિત્તભેદક..........આ એડીમાંથી તો એક નાજુક રૂપા... કન્યા ઉગતી હતી.



# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક.

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ


## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... ... રાજમાતા.
મુંજાલ ... ... મહા અમાત્ય
ઉદા ... ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ
દાદાક ... ... ... મંત્રી. † કર્ણાવતીનો સત્તાધીશ.
શાન્તુ ... ... .. મંત્રી.
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક ¶.
કાશ્મીરાદેવી ... ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

---

† અમદાવાદ  § સાબરમતીથી દક્ષિણ સુધીનો પ્રદેશ.  ¶ સુબો.

## આગલાં પ્રકરણોનો સાર

સંવત ૧૧૬૯ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છ આગળ ઉતરે છે. આમ્રભટ દુર્ગપાળને મળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌન્દર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો તેને આપીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભરૂચ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર રાણકદેવીનું તેડું લાવે છે. બધું સાંભળીને કાક દેવભદ્ર સૂરિની વિદાયગીરી લેવા જાય છે, જ્યાં વાર્તાના આરંભમાં આવતા જૈન સાધુને તે ઓળખે છે, અને તેની પાછળ એક ગુપ્તચર યોજે છે, અને રસ્તે પડે છે, દરમ્યાન આમ્રભટને તેના સસરાને ત્યાં તેનો સાળો, પાટણે લાટ જીત્યાથી કડવાશભર્યા હૃદયવાળો રેવાપાલ, લુખો આવકાર દે છે. જે યુવતીના સૌન્દર્યથી તે મુગ્ધ થયો હતો તેની ભાળ કાઢવા આમ્રભટ બે સૈનિકોને મોકલે છે, જેઓ કુવા આગળ બેસીને પનીહારીઓની મશ્કરી કરે છે. મણિભદ્ર મહારાજ તેમને વારવા જતાં એક સૈનિક તેને મારે છે તેટલામાં રેવાપાલ આવીને સૈનિકોનો પગ કાપી નાંખે છે. આમ્રભટ આગળ ફરીયાદ જતાં તે રેવાપાલ ઉપર ક્રોધે ભરાય છે, પણ એટલામાં કાક આવી પહોંચીને ખરી હકીકત કઢાવીને સૈનિકોને કાઢી મુકે છે અને રેવાપાલને ન છંછેડવા આમ્રભટને ચેતવે છે. આમ્રભટની છોકરવાદીની નિરાશાજનક ભાવિ જોતાં કિંકર્તવ્ય મૂઢ કાક પોતાના પરિવારને રેવાપાલને સોંપીને પોતાને કામે જવાનો વિચાર કરે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૬ મું

---

"અરે, કે પાટણની સીમાએ આવે? આજે તો ફાકમટ્ટો આવ્યા! ચાલો એને પણ પગે પનોતી આવી" નગરશેઠે કહ્યું.

"હા. મહારાજ બોલાવે છે."

"કેમ નહીં!" ફરીથી ન સમજાય એવે અવાજે તેજપાલે કહ્યું. 'એવા તો મહારાજ પાસે ન હોય તો ક્યાં હોય?' મહારાજની પણ શું કીર્તિ છે. દુનીઆમાં જનેજનાંતર માત્ર તેમનીજ કીર્તિજ ગાયા કરે છે."

આમ્રભટ જોઇ રહ્યો "હા" તેણે કહ્યું

"ચાલો હવે, નાહી લો. દુર્ગપાલને ઘેર આજ તો ખાવા છે હું તો સવારે નાહ્યો છું ચાલો નહીંતો બ્રાહ્મણના ઘરનું ભોજન ટાઢું થઇ જશે."

આ તીખી વાણીનો પ્રમાદી ભાવાર્થ ઢીંગ થઇ ગયેલો આમ્રભટ નાહી ધોઇ તૈયાર થયો. અને નગરશેઠ સાથે પાલખીએ ચઢી, દુર્ગપાલને ઘેર જવા નીકળ્યો.

સાંબા બૃહસ્પતિના વાડા પાસે ચાલતા આમ્રભટનું ચિત્ર પેલી સવારવાળીના સ્મરણમાં ચોંટયું, અને નગરશેઠની વાતમાંથી ધ્યાન જતું રહ્યું આ અદ્ભુત સ્ત્રી કોણ હશે? કોનું ઘર શોભાવતી હશે? એના નયનો પાછાં ક્યારે પાવન કરશે?

એકદમ પાલખી વાડામાં દાખલ થઇ ને આમ્રભટનો શ્વાસ રુંધાઇ ઉઠ્યો બે નાના બાળકો દોડતાં પાસેના એક ઘરમાં પેસી જતાં હતાં. તેમાંની એક છોકરીની પગની એડી પર તેની નજર ઠરી ગઇ. તેને સવારે મંદિર પાસે જોયેલી એડીઓ યાદ આવી. તેને દુર્ગપાલના ઘરમાં જોયેલી એડીઓ યાદ આવી. અત્યારે આ તેજ એડીઓ—ચાકીની, સુનાળી, અને ચિત્તભેદક. તેણે એડીઓ પરની નજર ઉંચે કરી આ એડીઓમાંથી તો એક નાજુક રૂપાળી કન્યા ઉગતી હતી. "શું!" તેની આંખે અંધારાં આવ્યાં. શું પેલી સુંદરીએ તેને ચિત્તભ્રમ કર્યો હતો કે જ્યાં ને ત્યાં તેની તેજ દેખાતી હતી.

એટલામાં શાકનું ઘર આવ્યું ને તે પાલખીમાંથી નીચે ઉતર્યો ત્યાં શાક અને ભટરાજ માધવ મળ્યા. માધવ નાગર દાદાક મહેતાનો ભત્રીજો હતો, અને ઘણાં વર્ષ થયાં ત્રિભુવનપાલનો મિત્ર ને સેવક હતો.

રાજ્યક્રમારની, ભૃગુકચ્છની ખટપટની, મુંજાલના પક્ષકારોની, પાટણની રાજ્યનીતિ ને જેસંગદેવના પરાક્રમની વાતો થઇ ભોજન જમ્યા અને ઘેર જવાની રજા પણ થઇ પણ આમ્રભટનું ચિત્ત આ કોઇ પણ વસ્તુમાં નહોતું—તે તો પેલી સુંદરી પર જઇ ચોંટયું હતું. આ એક જ દુનીઆમાં તે હતી; અને આટલી પાસે હતી છતાં દૂર ને દુષ્પ્રાપ્ય હતી. તેને શોધવાનું કામ મુકી આમ રાજખટપટનાં ટાયલાં તેને કેમ ગમે?

આખરે પરોણા વિદાય થયા, અને શાક આમ્રભટની મૂર્ખતા, અભિમાન ને ઉતાવળ વીશે વિચાર કરી રહ્યો.

---

## પ્રકરણ ૧૭ મું

### રેવાપાલનું હૃદય

જ્યારે ભૃગુકચ્છનો દુર્ગપાલ ચિંતાગ્રસ્ત બની રેવાપાલને મળવા ગંગનાથ મહાદેવે જવાનો વિચાર કરતો હતો, ત્યારે રેવાપાલ મહાદેવની પાછળ આવેલી એક ઝુંપડીના બારણાં આગળ બેઠો હતો.

ઝુંપડીમાં, બ્રહ્માનંદ સરસ્વતી ધ્યાનમાં બેઠા હતા. રેવાપાલ અધીરો થતો જતો

હતો; અને નદીના તરંગોને એકાગ્ર નજરે જોઇ રહેલી તેની આંખો અવારનવાર ઝુંપડી ના બારણા તરફ ફરતી હતી. તેના મુખની રેખાંઓ જરા વધારે સખત દેખાતી હતી. તેના શ્વાસોચ્છ્વાસની અનિયમિતતાજ માત્ર એના અંતરના ક્ષોભની દેખા દેતી હતી.

ઝુંપડીમાં પગરવ સંભળાયો એટલે રેવાપાલ ઉભો થઇ ગયો. થોડીવારે બારણું ઉઘડયું, અને એક વૃદ્ધ સંન્યાસી આવ્યો.

"બેટા રેવા! કેમ આજે વહેલો?" બ્રહ્માનંદે પુછ્યું.

બ્રહ્માનંદના દાંત પડવા માંડયા હતા; ને ચામડી ઝુલવા માંડી હતી. પણ તેની આંખો નિસ્તેજ થઇ નહોતી; અને તેના સ્નાયુઓનું જોર ઝાઝું ઘટયું નહોતું. આ સંન્યાસી પૂર્વાશ્રમમાં ધ્રુવસેન સેનાપતિ હતા—તે એની હાકે પાટણ ને ધારાના નરપતિઓ ધ્રુજતા એમ કેઇ અત્યારે ધારી શકે એમ નહોતું. રેવાપાલે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા ને ઉઠી ઝુંપડીમાં દાખલ થયો.

"બેસ, બેટા!" બ્રહ્માનંદે કહ્યું.

"જી" જરા ધ્રુજતે અવાજે રેવાપાલે કહ્યું "મહારાજ, બારણું બંધ કરું?"

"ખુશીથી" રેવાપાલે બારણું બંધ કર્યું.

"ગુરુદેવ! આજે આટલે વર્ષે રજા માંગવા આવ્યો છું."

"શાની?"

"મારા હૈયાની આગ હોલવવાની."

"એમાં રજા શાની માંગે છે? રેવા! તારા અંતરમાં શાંતિ થાય એવીજ પ્રાર્થના હું રોજ કરું છું."

"ગુરુદેવ! તમે મને સમજ્યા નહીં. તમે માગો છો એવી શાંતિ મને નથી જોઇતી."

"ત્યારે?"

"પટ્ટણીઓ પાછા જાય તોજ મને શાંતિ મળે એમ છે."

"હજુ તું એ વીસર્યો નથી. રેવા! કેટલી વાર કહું? લીલાદેવી પાટણ પરણી એટલે પાટણ આપણું ધણી થયું. આટલાં વર્ષ પછી હવે શું થાય?"

"ગુરુદેવ? તમે આમ નિરાશ થશો તો—"

"ભાઇ જ્યાં સુધી આશાનું એક ટીપું રહ્યું ત્યાં સુધી હું ડગ્યો નહોતો. પણ મને તો હવે આશા રાખવી ગાંડપણ લાગે છે."

રેવાપાલે ઉછળીતા ઝુસ્સાના ભારથી આંખ મીંચી. તેના હોઠ તણાઇ સખત થયા.

"ગુરુદેવ! તમે તો સંસાર ત્યાગ્યો છે એટલે ગાંડપણ લાગે છે," પણ જેવો આજે એ તેવો દિવસ ફરી આવવાનો નથી."

"હું માનતો નથી."

"ભલે તમે નહીં માનો. અને જો એવો દિવસ ન હોય તોપણ હવે હું થાકી ગયો છું. મારાથી આ સહન થતું નથી—જોવાતું નથી. હવે તો એમ થાય છે કે હું નહીં કે પટ્ટણીઓ નહી" આંખમાંથી આસું લુછતાં રેવાપાલે કહ્યું.

"કેમ શું છે? જરા આતુરતાથી બ્રહ્માનંદે પુછ્યું.

"ગુરુદેવ! ગુરુદેવ! જ્યાં જોઉં છું ત્યાં લાટનાં ટેક ને મુખ જતાં જોઉં છું. આજેજ એક વાત બની. અવિમુક્તેશ્વરના દહેરા આગળ મેં બે પટ્ટણી સૈનિકોને ખુલ્લે દિવસે આપણી સ્ત્રીઓની મજાક કરતા જોયા...એક સૈનિકને એક પવિત્ર બ્રાહ્મણને આનંદથી કચરાતો જોયો. અને આવું આજેજ નથી થયું, દરરોજ કંઇ ને કંઇ આવું થાય છે. હવે તો અધમતાની હદ વળી રહી છે. આથી નરક વધારે ભયંકર નહીં હોય."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૯.]



# પંડિતા ક્ષેમકુશલાંગિની' દેવી

લેખક

રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકાર

રા. સુશીલ

---

જગતમાં મોટા માણસ થવાની ઇચ્છા કોને નથી થતી? લશ્કરી જગતમાં નેપોલીઅન, સાહિત્ય જગતમાં શેક્સપીઅર કે કવિ કાલિદાસ, કલાના જગતમાં રાફેલ માઈકેલ એન્જેલો કે રોડીન, ક્રીકેટના રણક્ષેત્રમાં ગ્રેસ કે ટ્રાઇ-રૂમ્પર કે પ્રીંસ રણજી, ન્યાતના વરા જમાડવામાં અમારા શંકરલાલ કાકા, હોળીમાં તોફાન કરવામાં અમારા ભાવસંગજી શીકાભાઈ કોમી, બીજાને ગાળિપ્રદાન વાપરવામાં અમારા જમનાદાસ મામા અને ન્યાતના કે પરન્યાતનામાં કોઇ મરણ થયું હોય તો તે સબંધી સર્વ ક્રિયા કરવામાં આગેવાની પડતો ભાગ લેવામાં આવ્યો યશવંતરાય અને હીમતરામ થવાની ઇચ્છા મારા હૃદયમાં કોઇ કોઇ વાર થઇ જાય છે પણ આરામખુરશી ઉપરથી ઉઠીને, આવા નામાંકિત પુરુષોમાના એક થવાને માટે કરવા પડતા યત્નમાં પડતી મહેનત આદરવી એ બહુજ દુર્ઘટ લાગવાથી મારા હૃદયમાંજ પાછી શમી જતી.

તેજ પ્રમાણે પોતાનાં છોકરાંમાંથી કે ભત્રીજા-ભત્રીજીમાંથી કે ભાણેજમાંથી આવી મહાન વ્યક્તિઓ કરવી એ પણ લાડુ ખાવાનું કામ નથી પણ બહુ વિકટ કાર્ય છે, કારણકે મહેનત પુરુષાર્થ વગેરે ગુણોને અને મનુષ્યસ્વભાવને ઝાઝો સ્નેહભાવ હોતો નથી

આવી વસ્તુસ્થિતિને લઇનેજ, હું નામાંકિત નહીં થઇ શકું તો મારી ઓળખાણમાંથી કોઇ નામાંકિત થાય એવા યત્ન કરવાની મને ઇચ્છા થઇ આવી અને એટલામાં મને તક મળી પણ ખરી "સ્ત્રી જીવન" નામના સુપ્રસિદ્ધ બંગાળી માસિકમાં "હીંદુસ્તાનની અર્વાચીન નામાંકિત નારીઓ" નામનો લેખ છપાયો અને તેમાં હીંદુસ્તાનની પ્રસિદ્ધ સ્ત્રીઓની ટુંક યાદી આવી હતી તરતજ મેં તેના તંત્રીને એક વિવેકભર્યો પત્ર લખી નાખ્યો:

"સુજ્ઞ મહાશય,

આપના સુપ્રસિદ્ધ માસિકમાં આવેલ "હીંદુસ્થાનની અર્વાચીન નામાંકિત નારીઓ"

નામનો વિદ્વત્તાભર્યો લેખ મેં વાંચ્યો—મને તેમાં બહુ રસ પડયો. અલબત્ત, આ પ્રકારના લેખ પહેલે વખતેજ સર્વ- દિશામાં સંપૂર્ણ હોઇ શકે નહીં એ સમજી શકાય તેવી વાત . માત્ર મારે આપને આ યાદીમાં એક ..મ સૂચવવું છે—માનસિક શાસ્ત્રના અટપટા સાહિત્યમાં તામીલ વિદુષી પંડિતા ક્ષેમકુશલાંગિની દેવીનું નામ સારા હીંદુસ્થાનમાંજ નહીં પણ યુરોપ-અમેરીકા અને જાપાનમાં પણ મશહૂર છે એ વાત આપણે ભુલી જવી જોઇતી નથી.

લા. આપનો —"

આ પત્ર પેલા માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો અને સાથે સાથે તંત્રીની નીચે પ્રમાણેની નોંધ પણ પ્રસિદ્ધ થઇ.

"આ યાદી સર્વ દિશામાં સંપૂર્ણ બનાવવા જતાં બહુ કાલ જાય અને વિલંબ થાય એમ જાણીનેજ જેટલી સામગ્રી હાથ લાગી તેટલી લાવીને મુકી દીધી. જોકે પંડિતા ક્ષેમકુમલાંગિની દેવીનું કર્તવ્યક્ષેત્ર સામાન્ય જનસમાજ સમજી શકે તેમ નથી છતાં તેમનું નામ તો આ યાદીમાં આવવુંજ જોઇએ એવી અમારી માન્યતા છે અને તેથી એ સુપ્રસિદ્ધ વિદુષીનું નામ અમે અમારી યાદીમાં સહર્ષ દાખલ કરીએ છીએ અને એ નામ સૂચવનાર વિદ્વાન ગુજરાતી લેખકનો અમે આભાર માનીએ છીએ."

મારે આટલુંજ જોઇતું હતું. મેં ઉપર જણાવેલ લેખ, પછીનો મારો પત્ર અને તે ઉપરની તંત્રીની નોટ, એ સર્વનું, મરાઠી, હીંદી અને ગુજરાતીમાં ભાષાંતર કરીને તે તે ભાષાનાં જાણીતાં માસિકો ઉપર મોકલાવી આપ્યું. અલબત્ત, સર્વ ઠેકાણે આ બધું આભાર સહ સ્વીકારવામાં આવ્યું અને "લેખ, વધુ લેખ" પુકારતાં કોરાં રહી જવાની અને મોડાં નીકળવાની બીકથી ધ્રુજતાં માસિકોમાં તે તરતજ પ્રસિદ્ધ કરવામાં આવ્યું.

થોડા દિવસ પછી એક માસિકના તંત્રીનો મારા ઉપર પત્ર આવ્યો જેમાં જણાવવામાં આવ્યું હતું કે પંડિતા વીશે એમણે ઘણી તપાસ કરી પણ કંઈ વિગત મળતી નથી તો થોડીક હકીકત મોકલાવશો?

મેં જવાબમાં લખી જણાવ્યું: "પંડિતા ક્ષેમકુશલાંગિની દેવીએ માનસિક શાસ્ત્રનો અથંગ અભ્યાસ જર્મનીની યુનીવર્સીટીમાં કર્યો છે અને ત્યાં અનેક સુવર્ણપદો અને પ્રમાણપત્રો મેળવેલાં છે. છેવટનું એક વર્ષ ફ્રાંકફોર્ટમાં વીંકલસ્ટીન પ્રોફેસર તરીકે પણ તેમણે કામ કર્યું હતું. માનસિક શાસ્ત્ર સંબંધી તેમનાં પુસ્તકોમાં "જડવાદમાં માનસિકશાસ્ત્રનું સ્થાન" અને "નિરીશ્વરવાદની દૃષ્ટિએ માનસિક શાસ્ત્રનું પૃથક્કરણ" આ બે પુસ્તકો છે અને તે બંને જર્મન ભાષામાં લખાએલ છે. તે સિવાય તામીલ ભાષામાં તેમણે કવિતાનાં ચારેક પુસ્તકો બહાર પાડયાં છે અને એથી એમનું નામ તે ભાષાનાં સાહિત્યમાં સુવર્ણ અક્ષરે કોતરાઇ રહ્યું છે. પંડિતાની પ્રકૃતિ એટલી શરમાળ છે અને તેમને પ્રકાશમાં આવવાનો એટલો બધો અણગમો છે કે આથી વધુ હકીકત તેમની રજા સિવાય પ્રસિદ્ધ કરી શકાય તેમ નથી."

આટલું મળતાંજ તે માસિકના તંત્રીને શૂર છુટયું અને તે પોતાની અધિપતિની નોંધમાં પોતે ભારેખમ થઇને છાપી માર્યું. તે વાંચીને જુદીજુદી ભાષામાં પ્રગટ થતાં માસિકોએ પણ તે છાપવાનું શરુ કરી દીધું,

પંડિતા ક્ષેમ આ પ્રમાણે સાહિત્યક્ષેત્રમાં પોતાનું સ્થાન લઇ ચુકી તે જોઇને મને



ચહા પીતા પીતા વાતમા ને વાતમા મેં પંડિતા ક્ષેમદેવીનુ નામ બે ત્રણ વખત દીધુ

પરમ આનંદ થયો. આ વખતે હુ પંડિતાને જાડી, વિકરાલ ક્રોધી સ્ત્રી તરીકે કલ્પતો હતો. તેણે મોટાં જાડા કાચના ચશ્મા પહેર્યાં હશે અને જાડાં જાડા પુસ્તકોથી ભરેલી, મારા જેવાને અંધારાનું અરણ્યજ લાગે એવી શુષ્ક વિષયોના પુસ્તકોથીજ રેલમછેલમ થતી લાયબ્રેરીમાં તે બેઠી હશે એમ હું વિચારતો હતો. રોજ આખી દુનીઆનાના વિદ્વાન પુરુષો સાથે સાધારણ માણસની અક્કલ મારી જાય તેવા વિષય ઉપર પત્રદ્વારા વાદવિવાદ કરતી હશે એમ હુ માનતો હતો. પરંતુ એટલાથી મને મનોષ થયો નહીં. મને લાગ્યુ વિદુષી પંડિતા ક્ષેમે હજી પણ વધુ ખ્યાતિ સંપાદન કરવી જોઇએ

અમારા એક મિત્ર માણેકલાલ દેસાઇ કરીને છે તે બધી વાતે સાચા છે. શાંત પ્રકૃતિના છે અને સરલમાર્ગી છે પણ એક મોટું દૂષણ એમનામા છે. ગમે તે વિષય ઉપર, ગમે તે વખતે લેખો લખી નાખી છપાવવાનો એમને મોટો અભખરો છે. તેમાં પણ ખાસ કરીને અમૂક દૈનિકોમા અને માસિકોમાં લખવામાં તો તેમને ખાસ

આકર્ષણ છે. આ મિત્રને મેં એક વખત મારે ત્યાં બોલાવ્યા. ઉબલ આમળ બે સાડીને મેં તેમને ચહા પણ પીવાડી.

ચહા પીતાં પીતાં વાતમાં ને વાતમાં મે પંડિતા ક્ષેમદેવીનુ નામ બે ત્રણ વખત દીધું. તરતજ પછી જાળમા સપડાયું.

"પંડિતા ક્ષેમકુશલાગિની દેવી!" માણેકલાલે કપાળ ઉપર કરચલી ચઢાવતા કહ્યું, "પંડિતા ક્ષેમકુશલાગિની દેવી! મારી ખાત્રી છે કે મે તેના પુસ્તકો વાચ્યા છે પણ કયા અને ક્યારે તે મને યાદ નથી."

"પણ તમે વાચ્યાજ હોવા જોઇએ," મે જરાક ધારો પાડીને કહ્યુ. 'સુશિક્ષિત વર્ગમા હોવાનો દાવો કરનાર કયા માણસે 'નિરીશ્વરવાદની દૃષ્ટિએ માનસિક શાસ્ત્રનું પૃથક્કરણ" વાચ્યુ નહીં હોય કે તેના વિદ્વાન લેખક પંડિતાનુ નામ સાભળ્યુ નહીં હોય!"

"હા હા. બરાબર," માણેકલાલે ગાંભીર્ય-થી કહ્યું. "હવે મને બરાબર યાદ આવ્યું."

તે પછી મેં વાતમા ને વાતમા પંડિતા-ના પુસ્તકમાંથી એકાદ બે કાલ્પનિક વાક્યો કહ્યા. તરત માણેકલાલે પોતાની ડાયરી કાઢી અને તેમાં એ વાક્યો ટપકાવી લીધાં અને

કહ્યું. "હું હમણા 'આર્યમહિલા' એ નામે એક અંગ્રેજી લેખ તૈયાર કરું છું. તેમાં તમને હરકત નહીં હોય તો હું આ વાક્યોનો ઉપયોગ કરું."

"બેલાશક, દરજ્જેને, મારે કૈં હરકત નથી." હું બોલ્યો. પંદર દિવસ પછી એક અંગ્રેજી પત્રમાં એક પુસ્તક વાંચીને અભિપ્રાયમાં મેં વાંચ્યું: "જેમ જગમશહુર પંડિતા ક્ષેમ કુશલાંગિની દેવી પોતાના સુપ્રસિદ્ધ 'માનસિક શાસ્ત્રનું નિરીશ્વરવાદની દૃષ્ટિએ પૃથક્કરણ' નામનાં પુસ્તકમાં લખે છે કે—" તે પછી મેં ઉપજાવી કાઢેલાં વાક્યો તેમણે ટપકાવ્યાં હતાં!

આથી પંડિતાને ઘણી જાહેરાત મળી, પણ કદાચ તેમાંથી પરિણામ વિપરીત આવત. એક દાઢીવાળા વિદ્વાને તે પત્રના તંત્રીને લખી જણાવ્યું કે બધા બુકસેલરોને ત્યાં તપાસ કરતાં તેને ઉપરોક્ત પુસ્તક મળ્યું નથી તેમજ તે વીશે કોઇ જાણતું હોય તેમ પણ જણાતું નથી.

આ વાત તંત્રી તરફથી માણેકલાલ દેસાઇને જણાવવામાં આવી અને ખુલાસો માગ્યો. અલબત, માણેકલાલે મને પુછ્યું.

મેં લાગલોજ જવાબ આપ્યો. "તે બીચારાને એ પુસ્તક મળેજ ક્યાંથી? એ તો આજ કેટલાં વર્ષથી 'આઉટ ઓફ પ્રીંટ' છે. પણ તમને હું મારી પાસે છે તે નકલ આપું—જો તમે મને વાંચવાને પાછી આપવાનું વચન આપો તો; કારણ કે એવું પુસ્તક પાછું પૈસા ખરચતાં પણ મળે તેમ નથી. પણ હમણા તો મેં એક મિત્રને તે વાંચવા આપ્યું છે—આવશે તે આપીશ."

આમ કહીને મેં વાત ઉડાવી. માણેકલાલ પણ તે વાત ભુલી ગયા. મોટા પત્રના વ્યવસાયી તંત્રીને તો તે યાદ રહેજ ક્યાંથી! પેલા દાઢીવાળા વિદ્વાન બીજાનાં છીંડાં શોધવામાં પડી ગયા હશે એટલે એ પણ ચુપ રહ્યા. આ પ્રમાણે આપણું ગાડું નિર્વિઘ્ને આગળ ચાલ્યું.

આ પછી એક બીજી તક મારા હાથમાં આવી. મારા એક બીજા મિત્ર પણ અંગ્રેજી પત્રોમાં લખવાનો બહુ સારો શોખ ધરાવે છે તેમજ ગુજરાતી સાહિત્યમાં પણ સારો રસ લે છે સ્ત્રીજાતિ પ્રત્યે તેમને અપૂર્વ માન છે અને જે વિષયમાં સ્ત્રીજાતિની ઉન્નતિ વીશે કૈં પણ નહીં હોય કે જેમાં સ્ત્રીજાતિના હક્કો સંબંધી ચર્ચા નહીં હોય તેમાં તેમને બીલકુલ રસ પડતોજ નથી. આ ભાઇ એક દિવસ આજ વિષય ઉપર મારી સાથે વાત કરતા હતા.

"હું તો એજ મતનો છું કે સ્વરાજ પછી – પહેલાં સ્ત્રીઓના હક્ક."

'બરાબર છે," હું બોલ્યો. "પણ ક્યાં કોઇને દરકાર છે તેની? પુરુષજાતિ સ્ત્રીઓને સમાન ગણતીજ નથી, બાકી પંડિતા ક્ષેમકુશલાંગિની દેવી અખિલભારત સાહિત્ય સંમેલનનાં પ્રમુખ નહીં થઈ ગયાં હોય!"

'પંડિતા ક્ષેમદેવી!" પેલા ભાઇ વિચાર કરતાં બોલ્યા, "મને–અં...મને બરાબર સાંભરતું નથી–એ કોણ છે?"

"તમને માનસિક શાસ્ત્રનો શોખ નહીં તેમજ સાહિત્યનાં ઉચ્ચતર અંગો પ્રત્યે પણ પ્રીતિ નહીં એટલે એમનું નામ તમે નહીં જાણો એ સ્વાભાવિક છે. માનસિક શાસ્ત્રના અભ્યાસમાં અત્યારે આખી દુનીઆમાં તેની જોડી નથી એમ આખા જગતના વિદ્વાનો કહે છે, છતાં અહીં તેમને નથી પ્રમુખસ્થાન મળતું કે નથી તેમને ઉમરાવશાહીઓ રોયલ સોસાયટીના સભ્ય તરીકે ચુંટતાં!"

"હંઅ, ઠીક છે," તે બોલી ઉઠ્યા. "હું પણ તેમને જનાવું છું—પણ મને જરા તેમને વિશે વધુ માહીતી આપો."

મે તેમને બધી વિગત આપી એટલે બસ થઈ ચુક્યું. એ મિત્રની મુખાકૃતિ બદલાઈ ગઈ—લાલચોળ થઈ ગઈ તેમના ભવા ચઢી ગયાં તેમના હાથ ક્રોધથી ધ્રુજવા લાગ્યા, પણ કોઈના તે 'નપુરુષી' યુક્તિ ઉઘાડી કરવાની ઉગ્ર ઇચ્છાથી ત્યાંથી ચાલ્યા ગયા પછી—પછી શું પુછવું ? થોડાજ દિવસમાં ગુજરાતી, અંગ્રેજી, બંગાળી, મરાઠી હીંદી ભાષા એ ખળભળી ઉઠયા. આ જાતિ પ્રત્યેની ઉદાસીનતા જ્યાં સુધી પુરુષોમાં છે ત્યાં સુધી સ્વરાજ્ય જેવા સ્વપ્નાં કાંઈ છે એવા મુદ્દા લેખ સાથે સુધારક પત્રોએ કડક લેખો લખવા માંડ્યા—કેમ જાણે પંડિતાની યોગ્ય કદર થઈ નહીં તેમાં મહાત્માજી અને તેમના અનુયાયીઓનોજ વાંક હોય !

વસ્તુસ્થિતિ આ પ્રમાણે થતાં, પંડિતા ક્ષેમને માટે મને પણ અનહદ માન ઉત્પન્ન થવા માંડ્યું હતું. અનેક મિત્રોના આગ્રહથી ગુજરાતી સાહિત્ય પરિષદમાં "પંડિતા ક્ષેમનું આર્યાવર્તની વિદુષી સ્ત્રીઓમાં સ્થાન" એ વિષય ઉપર એક નિબંધ વાચવાનું પણ મેં માથે લીધું. અખિલ ભારત મહિલા સમેલનની આગામી બેઠકના પ્રમુખ તરીકે પંડિતાનું નામ જુદાં જુદાં વર્તમાનપત્રોમાં દેખાવા માંડ્યું.

મે પણ ધીમે ધીમે પંડિતાના જીવનમાં રસ રેડવા માંડ્યો. તેમનું જીવન મીઠું અને સુંદર બનાવ્યું. એકાદ માસિકમાં મે એક સૌંદર્યવતી સ્ત્રીની છબી પણ પંડિતાના



"હું તો એમ માનનો છું કે સ્વરાજ ભણી-ભણેલા સ્ત્રીઓના હક "

નામથી પ્રસિદ્ધ કરતી કારણ કે હવે મારી પોતાની કલ્પના પણ પંડિતાને જાડી, કાળી, ચીબીબાજુ તે બદલે નમ્ર, સુંદર અને આકર્ષક ગણવા લાગી હતી.

પણ જેમ જેમ વાત વધતી ગઇ તેમ તેમ તેની પંચાતી પણ વધતી ગઇ અને



# આ કોણ ?

લેખક:

રા. મહાવીરપ્રસાદ દાધીચ

અમાવાસ્યાની અંધારી રાત્રિએ આ કોણ જાય છે? શું એને આવી ભયંકર રાત્રિએ લેશ પણ ભય નથી? અહો! અબળા છે! છતાં નિર્ભય છે!

આ કોણ હશે? ઇંદ્રપ્રિયા શચિ તો નહીં હોય? શચિ? શચિ આ માનવ લોકમાં શા સારુ જાય? ઇન્દ્રને શોધવા! સ્વર્ગને ત્યાગી ઇંદ્રને અત્રે આવવાનો હેતુ? યજ્ઞોમાં આવાહન? કેમકે—

शच्याश्चिरं पाण्डु कपोल लम्बा।
न्मन्दार शून्यानलकांश्चकार ॥*

ના એવું પણ નથી. ક્યાં છે મગધાધિપતિ પરંતપ જેવા નૃપાતઓ?

ત્યારે આ કોણ? મેઘપ્રિયા વિદ્યુત્! વિદ્યુત? વિદ્યુત્ આ મૃત્યુ લોકમાં શા સારુ જાય? કદાચ વિદ્યુત્ હોઇ પણ શકે! ગત ચતુર્માસોમાં અહર્નિશ વર્ષતા મેઘો પૃથ્વી પરજ પડયા હશે એવું ધારી આ ચપળાઓ પોતાના પ્રિયને શોધવા આવી લાગે છે! પણ આવી અંધારી રાત્રિએ અને આજ દિવસે આવવાનું કારણ? લોકોથી અદશ્ય રહેવાને!

પણ ચાલ જોઉં તો ખરો—એ ક્યાં જાય છે? જરા ધીમે.

એણે તો માનવલોકમાંજ પ્રવેશ કર્યો. જોઉં હવે એ ક્યાં જાય છે! આ તો પેલા પવિત્ર ભારત ભણી જતી જણાય છે! અહો! આ શું? આજ ભારત કે? આજે, સમસ્ત સંસારમાં ભયંકર રાત્રિ વ્યાપી રહી છે, છતાં આ દેશમાં આ શું? આ દેશ અમાવાસ્યા જેવા ઘનઘોર અંધારા દિવસે પણ કેવો પ્રકાશે છે! આ ઇશ્વરી લીલા કે માનવ-રચના!

જોઉં હવે એ શું કરે છે! અહો! એ તો પ્રતિમંદિરમાં દૃષ્ટિ ફેંકી કોઇને શોધતી ફરે છે! મારી ધારણા સત્યજ હતી! પણ અગણિત દીપોથી પ્રકાશિત આ મંદિરોમાં શું ચાલી રહ્યું છે! ચાલ જોઉં! અહો! આ તો ભારતના આર્યપુત્રો કોઇ ઉત્સવ પાળી રહ્યા છે! પણ આ ફડફડાટ શાનો!

[વધુ માટે જુવો પૃષ્ઠ ૯૮.]

* રઘુવંશ, ૨૩, ૬.

નાસી જાય તે પહેલા મારી મેટરના વ્હીલ નીચે એ આવી ગયા

# શેઠનું બચાવનામું


લેખક
રા. મનહરરામ હરિહરરામ મહેતા, મંત્રી, સાહિત્ય સંસદ.
ચિત્રકારો
રા. ચંદુલાલ ડી. દફતરી, બાર-એટ-લૉ, અને રા. સજીવ


ઘરર—ઘરરર—ઘરરર—ટેલીફોનની ઘંટડી સાંભળી જમી આઇને ઇઝીચેર પર પડી જંપેલ બાલા સોલીસીટર મી. અરૂપ દીઆરજી બોલ્યા—"અરે દીની! દીકરી જોની એ કોન બોલાવેચ." દીની ટેલીફોન પાસે જઇ, ભુંગળું કાને મુકી બોલી—"બાવાજી એ તો કરમશી સેઠ બોલાવેચ."

"વળી અત્યારે શું છે" એમ બબડતા ઉઠી ફોનનું ભુંગળું પકડી તેણે પુછ્યું "કેમ સેઠ શું છે?"

"હું કહેતો હતો તે પ્રમાણે પૈસા સાળા શેઠમુએ આખરે ફરીઆદી કરી છે જો, સાંજના એનો સમન આવ્યો. માટે તમે જો આવો તો આપણે એ સંબંધી વાત કરીએ"

"હમણાં!"


ઇઝીચેર પર પડી પડ્યો બાવા મી. અરૂપ દીઆરજી

"હા. કેમ! શું છે? મોટરમાં તે .વતાં જતાં કેટલી વાર લાગશે? હજી તો ્કત સાડા આઠજ વાગ્યા છે.

"પન જોઓની સેટ, હું હમાનાજ ઓફીસથી થાકોપાકો આપીચ. હજી ટો જમ્યો પન નઠી, અને પછી મારે એક સુટનાં ઓબઝરવેશન લખવાનાં છે. મારે મહેરબાની કરી અટ્ટારે ટો મને માફ કરો."

"ત્યારે કાલે સવારે આવશો? તમને ફુરસદ છે?"

"ફુરસદ! ફુરસદ ટો કયાંઠી હોય? પન જારે ટમેજ બોલાવોચ ટારે કંઇ મારે છુતકો થવાનોચ?"



અસપંદીઆરજીએ સમન્સ લીધો.

"વારુ."

"અરે, પન જોઓની" મોટરનાં પેટ્રોલની વાત યાદ આવતાં અસપંદીઆરજીએ ચલાવ્યું, "મારી મોટરનું પૈડું ખરાબ થઇ ગયુંચ માટે મહેરબાની કરી તમારી મોટર મોકલી આપજો. જરા સકકારે આવે એમ કરજો."

"બહુ સારું."

અસપંદીઆરજી હાઇકોર્ટના એક સોલીસીટર હતા. માણસ બાહોશ અને વ્યવહાર—કુશલ હોવાથી થોડા વખતમાં એણે કાયદાનો અનુભવ અને પૈસો સારો પ્રાપ્ત કર્યો હતો. ધરમશાના બાપને ત્યાં અસપંદીઆરજીના બાપ હેડ કલાર્ક હતા એટલે શેઠના કુટુંબ સાથે એને સારો નાતો હતો. શેઠને પૈસેજ એ સોલીસીટર થયા હતા. શેઠ બહુ સારો પૈસો મુકી ગયા હતા. એકનો એક છોકરો ધરમશી બાપનો પૈસો સાચવે એવો હતો. પણ સ્વભાવે જરા ગભરાટીઓ હોવાથી એ જ્યારે ગભરાટમાં પડતો ત્યારે એને ભાન રહેતું નહતું અને તેથી પોતાની કોથળીનું મોં જોઇએ તેના કરતાં એનાથી વધારે પહોળું થઇ જતું હતું. અસપંદીઆરજીને એ બચપણથી ઓળખતો હતો. તે સહેજ ઉમરે મોટે હોવાથી તેને એ પોતાનાં મોટા ભાઇ જેવો ગણતો. તેના પ સંપૂર્ણ વિશ્વાસ રાખતો, અને નાની મોટી સર્વ બાબતોમાં એની સલાહ લઇ ચાલતો અસપંદીઆરજીએ ધરમશીની આ નબળાઇ પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી જોઇ લીધી હતી અને એ મનમાં એમ સમજતો હતો કે મોટા શેઠની મુકેલી પચાસ લાખ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૮ ]

પણ વસ્લનું 'પ્યાલું' બધું', પીધું ન સાકી હાથથી—

હુરીઓની લાખો તસ્વીરો આફતાબ[1] ના રોશન ભરી,
દુનીઆતણું દીલ લુંટવા ખુબસુરતી એ બસ છે ખરી;
પણ સાકીની જંઝર આ હાફેઝને જકડી રહી,
તોપણ સનમના જુલ્મની મસ્તી વિના ગમતું નથી.

---

૧ સુરજ.





# સૌભાગ્ય-સુંદરી

અમારી રંગભૂમિ પર ભજવાયલું નાટક


લેખક:

રા. મસ્ત-ફકીર

સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:

રા. સુશીલ


"કેમ ભાઇ, પહેલો ટકોરો મારું?" રામભાએ ધડ ઉંચકતા પુછ્યું

પ્રશ્ન પુછાયો હતો મને: પ્રત્યુત્તર મારા જમણા હાથ-મારા ડાયરેક્ટર મી૦ કાનીઆએ, દીદીઆની દસવાળી એક બીડી પુરી કરી નવી પેટાવતાં આપ્યો. "પહેલા જો તો ખરો.. ..ભરાયું?" રામભાએ જરા એક બાજુથી ડ્રોપસીન ખસેડી ઓડીઅન્સ તરફ નજર કરીને કહ્યું. "ભરાતું જાય છે. ઓરકેસ્ટ્રા તો ખાલી જેવી છે પણ બીજા ક્લાસો ઠીક ભરાયા છે."

એ, સમાચારથી કાનીઆનું મોં જરા ખચક્યું પણ મારું દીલ ગમગીન હતું, અને તેથી મારે ભાગે આવેલો સ્વાંગ સજતા સજતાં પણ, મોઢા પરના સફેદો ને ગુલાબી રંગ છતાંયે, મારા મુખારવિંદ પર શ્યામતા છવાઇ.

"કાનીઆ" આખરે ન રહેવાયું એટલે મેં કહ્યું. "મુંબાઇથી આફતો આવવાની આવ્યા સંભળાય છે. આ બધો સરંજામ-પાર ઉતરશે કે કેમ? આપણા બધા જુના માણસો—"

"અરે ફકીર, તમે તો રહ્યા જ એવા! એમ બીવાથી તે નાટક કંપનીઓ ચાલતી હશે! આફત આવતી હોય તો ભલે આવે. દેખા જાયગા ચાલો જુઓ હવે," વળી બીડી સળગાવતા તેણે કહ્યું. "આજે ત્રણ શો છે. હમણાં આઠ વાગે, બપોરે બારે, ને રાતનો રસમના મુજબ ટાઇમે પણ એમજ. ને આપણા હોંસ દોસ્તોની કીંમતી મદદને લીધે એ બધાની ટીકીટો અત્યારથી જ ખપી ગઇ છે."

"પણ પીટમાંથી ગડુરીનો માર પડશે તો?"

"એની વ્યવસ્થા મેં કરી રાખી છે. અલીચાઉશ અને ગોળપીઠાવાળા મામદો ડાયમા ડગો સાથે બેસાડી દીધા છે ને એ ટોળીના બીજા પચાસ માણસો થીએટરમાં જુદા જુદા ખુણાઓમાં ગોઠવાઇ ગયા છે. જરા કે ગરબડ થતા એ લોકો પોતાની ફરજ આબાદ

બજાવવાના. તમે જરાય મુંઝાશો નહીં. આપણે પણ બધા સીનો સગવડ પ્રમાણે ગોઠવી લેશું."

પ્રિય વાચક, ૧૯—ની સાલમાં થાણાનગરી મધ્યે અમે ભજવેલા એક સુવિખ્યાત નાટકના મંગળાચરણ સમયનો ઉપલો વાર્ત્તાલાપ હતો. એ ધન્ય સમય પ્રાપ્ત થયો ત્યાર પહેલાં અમે શાં શાં દુઃખ વેઠયાં, શી શી જહેમતો ઉઠાવી, કેવાં કેવા સંકટમાંથી સલામત પસાર થયા, દુનીઆની દુષ્ટતાના કેટકેટલા પ્રહાર સહ્યા, તેનું શું બયાન કરું? તે યાદગાર દિવસો! કોલેજમાંથી ગ્રેજ્યુએટ બનીને અમારું બહાર પડવું—અથાક મહેનતે એમેચ્યોર કંપની ઉભી કરવી—"ઓથેલો" ભજવવાનો નિશ્ચય—લાયક ડેસ્ડેમોના મળવાને અભાવે તે નિશ્ચયનું જમીનદોસ્ત થવું—પછી ધનાઢ્ય ને ઉત્સાહી ધારશીશેઠ સમાગમ—ખરેખરી નાટક કંપની ઉભી કરવાનુ સાહસ— સરસામાન સાથેનું થાણામાં મળી આવેલું પુરાણું થીએટર—પછી એકટરોની શોધખોળ; તેમાં કોઇ તોતડા કોઇ હૃદયના રોગવાળા કોઇ રંગભૂમિ પરજ ગુજરી જાય તેવા—અને અમારા કવિરાજ! તેમની આકાશને પાર ઉડતી ભવ્ય ભાવનાઓનું અમારી વહેવારુ સગવડો જોડેનુ તુમુલ યુદ્ધ—આખરે અમારી પર લ્યાનત વર્ષાવી તેમનું અલોપ થવું—તેની 'કુછ પરવા નહી' કરીને ખેલ તકડંચી કરવાનો અમ રો મનસુબો—ને આખરે, મુલ્કમશહુર "સૌભાગ્ય સુંદરી"નો ખેલ વગર રજાએ, બીન પરવાને બાહીંમત ઝુંકાવીને સ્ટેજ કરવાનો મક્કમ ઠરાવઃ ઓ વાચક



પરદો જેવો ઉચકાયો કે પડદાની લગોલગ ઉભેલી એક સાહેલીની વીગ અને સાડી પણ પડદાના દોરડામાં ભેરવાઇને ઉંચકાઇ ગઇ.

દોસ્ત! બોલી કે લખી શકું તેના કરતાં જબરી ઝડપે એ બધું બની ગયું હોય ને કાળના પ્રવાહમાં તણાઇ ગયું હોય એમ આજે, નાટકકારોની દુનીઆમાં અમર થવા સરજાયલા આ કાળી ચૌદશને પુણ્યપ્રભાતે,

[વધુ માટે જુવો પૃષ્ઠ ૧૦૭.]

વૈદું પણ આવી જાય છે. તેથી આવાં મગોણાં ઝીલનાર આપણો શિક્ષિત વર્ગ એમ માને કે અશ્વિનીકુમાર અને ધન્વંતરીથી માંડી બાવાભાઇ અને ઝંડુભટ સુધી થઇ ગયલા હીંદુસ્તાનના વૈદોએ પોતાની ઉમર એળે ગાળી એમાં આશ્ચર્યકારક કે નથી. પણ સદ્‌ભાગ્યે આયુર્વેદ પરની શ્રદ્ધા ને પુનર્જીવન પ્રાપ્ત થયું છે અને તેને લઇને દેશમાં અનેક વૈદકીય સંસ્થાઓ સ્થપાતી જાય છે. આવી એક શાળાની પાટણમાં સ્થાપના થઇ જાણી અમને ઘણો સંતોષ થાય છે. દેશી અને પરદેશી બંને શાસ્ત્રમાંથી નવનીત કાઢવાની આ શાળાના અધિષ્ઠાતાઓની યોજના બહુ પ્રશંસનીય છે. આવી અન્ય શાળાઓ બરાબર ચાલતી નથી એ અમારો અનુભવ હોવાથી શાળાના ચાલકોને અમારી વિનંતી છે કે સમય અને ખર્ચના પ્રશ્નને અયોગ્ય મહત્વ ન આપતાં શિક્ષણક્રમ અને શિક્ષણપદ્ધતિને એવાં તો ઉચા પ્રકારના બનાવવા કે સફળ વિદ્યાર્થીઓ ભવિષ્યમાં મહાવિદ્વાન નીવડી આયુર્વેદના વિજયની દુંદુભિનો સ્વર આખા જગતને સંભળાવે. અંતમાં અમે આ શાળાના સંચાલકોને અને વિશેષે કરીને ડાક્ટર સુમંત જેમની પ્રેરણાથી આ સંસ્થા અસ્તિત્વમાં આવ્યાનું જણાય છે તેમને અભિનંદન આપી એમને એમના કાર્યમાં સંપૂર્ણ વિજય મળે એમ ઇચ્છીશું.

## બાઇ નાથીબાઇ ભારત વર્ષીય મહિલા વિદ્યાપીઠ યાને કર્વે યુનીવર્સીટી

આ વિદ્યાપીઠનો અહેવાલ અમારા જોવામાં આવ્યો. વાંચી સંતોષના કરતાં શોક વધારે થયો. હીંદી કન્યાઓને હીંદી સંસ્કૃતિ અનુસાર શિક્ષણ આપવામાં આવે એનાથી બીજું રુડું હોઇ શકેજ નહીં અને તેથી રા. કર્વેએ પોતાનો મનોરથ પાર પાડ્યો તેથી એમને અમે મુબારકબાદી આપીએ છીએ પણ આ સંસ્થાને લીધે ગુજરાતને જેવો જોઇએ તેવો લાભ મળશે કે કેમ એ સંશયાસ્પદ છે કારણ એતો અનુભવસિદ્ધ છે કે પર પ્રાંતીઓને હસ્તક ચાલતી એવી ઘણી સંસ્થાઓ અમારા જાણવામાં છે કે જેમાં પૈસા મુખ્યત્વે કરીને ગુજરાતના હોવા છતાં ગુજરાતીઓને તો આટાની એક મુટ્ઠી સરખીએ મળતી નથી. છતાં પણ પૈસાનાં કરતાં આવી સંસ્થાથી ઉત્પન્ન થતી વાતાવરણ નીપજાવવાની અમૂલ્ય તક આપણે ખોઇ તે અમને સાલે છે. આવી વિદ્યાપીઠ સ્થાપવા સારુ જોઇતા વિદ્વાનોની શું ગુજરાતમાં ન્યૂનતા છે કે સુરતના મહિલાવિદ્યાલય અને એવી બીજી સંસ્થાઓને છેક પુણા લગણ તણાવવું પડે! જ્યાં સુધી ગુજરાતમાં સાસ્કારિક અસ્મિતા પ્રકટ થઇ નથી ત્યાં લગી આપણને આ પ્રકારે થતાં નુકસાનની કીંમત નથી. પણ અમારી ખાત્રી છે કે તે દશાએ પહોંચતાં આપણે આવા નુકસાનની કીંમત આંકતા થઇશું અને તેથીજ અમે સધન ગુજરાતીઓને વિનંતી કરીએ છીએ કે પરપ્રાંતને દાન દેતા પહેલાં એ લોકોએ ગુજરાતના હકપર વિશેષ લક્ષપૂર્વક ધ્યાન આપવું. છેવટે આ પ્રસંગે સ્ત્રીશિક્ષણની બાબતમાં ગુજરાતને પોતાના કર્તવ્યનું સ્મરણ કરાવવું જોઇએ કે ગુજરાત મહિલા વિદ્યાપીઠ એ ગુજરાતની પ્રથમ જરુરીઆત છે.

# દાદાજી શેઠ



[અનુસંધાન પૃષ્ઠ ૧૦ થી.]

પિતાઓની આ રીતની પૂજા મારે ફોગટજ હતી એમ મેં ધારી રાખ્યું. શાસ્ત્રોમાં કહેલું છે કે દેવતાઓ વર આપે કે ન આપે તો પણ યથાયોગ્ય પૂજા ન થાય તો ક્રોધ કરી ઉઠે. નિયમિત પૂજા મેળવતાં મેળવતાં આખરે મારા મનનો પણ એવોજ પ્રકારનો ફણગો ઉગ્યો દેવભાવ જન્મ પામ્યો.

હું આગળ કહી ગયો છું કે દાદાજી શેઠની એક પૌત્રી હતી. તેને મેં ઘણીવાર જોઇ હતી પણ કદી તે રૂપવતી છે એમ મારા મનને ભ્રમ થયો નહોતો. એટલે તેની સાથે વિવાહ કરવાની કલ્પનાએ મારા મનમા ઉત્પન્ન થઇ શકી નહીં. પણ મારા મનમા મેં નિશ્ચય કરી રાખ્યો હતો કે કૈલાસ બાબુ પોતે અથવા કોઇ પરાયાની મારફતે પોતાની પૌત્રીને અર્પણ કરવાના ઇરાદાથી મારી પુજા કરવા આવશે,—કારણ કે હું સપુત પડયો. પણ તે એટલું કરવા આવ્યા નહીં.

વળી, મેં સાંભળ્યુ કે મારા કોઇક સગાને તે કહેવા લાગ્યા કે નયનજોડના શેઠીઆઓ કદી પણ કોઇ પણ કારણે આગળ થઇ કોઇ પાસે પ્રાર્થના કરવા જતા નહીં—પછી કન્યા ચિર કુમારી રહી જાય તોએ તે કુળની રીત છોડી શકનાર નથી.

આ સાંભળી મને ક્રોધની જ્વાળા ઉઠી. આ ક્રોધાગ્નિ મારા મનમા ઘણાક દિવસો સુધી ધુંધવાયા કર્યો—પણ હું સારો માણસ છું એ વિચારી ચુપચાપ બેસી રહ્યો. જેમ વર્ષા સાથ વીજળી રહે તેમ મારી પ્રકૃતિમાં ક્રોધની સાથે રમુજનો પણ કંઇક અંશ ભેળાયલો હતો. ડોસાને દુઃખ આપવું એ મારાથી થઇ શકેજ નહીં–પરંતુ એક દિન એકાએક એક રમુજી "પ્લાન" ભેજામાં આવ્યો જેનો આ બાબદમા ઉપયોગ કરવાની લાલચ હું રોકી શક્યો નહીં

હુ કહી ગયો છું કે ડોસાને સંતોષવા માટે લોકો તરેહવાર જુઠી વાતો કહેતા. અમારા મહોલ્લાના એક "રીટાયર" થયેલા "ડેપ્યુટી મેજીસ્ટ્રેટ" હમેશ કહેતા— "દાદાજી શેઠ, જ્યારે બંગાળના નામદાર ગવર્નર સાહેબ સાથે મેળાપ થાય છે ત્યારે તેમને નયનજોડના શેઠ સાહેબની ખબર પુછવા ચુકતા નથી. નામદાર સાહેબ કહેતા હતા કે બંગાળમા ફકત બેજ ખાનદાન માનને યોગ્ય છે, એક બર્દવાનના મહારાજા સાહેબનુ અને બીજું નયનજોડના શેઠનું."

દાદાજી શેઠને આ વાત સાંભળી ઘણી ખુશી ઉપજતી અને એ પુરાણા "ડેપ્યુટી સાહેબ" સાથે બીજી ત્રીજી કુશળની વાતો કરી હમેશ પુછતા—' ગવર્નર સાહેબ સારી પેઠે છે કે ? અને તેમના લેડી પણ ઠીક હશે ! તેમના પુત્રપુત્રીઓ પણ બધાં આનંદમાં તો છે?'' વળી, ગવર્નર સાહેબની જલદીજ એક દિન મુલાકાત લઇશ એમ પણ કહેતા. પણ અસલના "ડેપ્યુટી સાહેબ" સારી પેઠે જાણતા કે નયનજોડની પ્રખ્યાત ચાર ઘોડાની ગાડી તૈયાર થઇ તેમના ઘરના દરવાજા પર આવી ઉભી રહે તેટલામાં તો કેટલા "ગવર્નર" સાહેબો અને "વાઇસરોયો" બદલાશે!

એક દિવસ હું કૈલાસબાબુને બાજુ પર તેડી ગયો અને કાનમાં કહ્યું—' દાદાજી શેઠ, કાલે હું ગવર્નર સાહેબની 'લેવી'માં ગયો હતો તેઓએ નયનજોડના શેઠોની વાત કાઢી ત્યારે મેં કહ્યું કે નયનજોડના કૈલાસબાબુજી કલકત્તામાં રહેલા છે. એ સાંભળીનેજ

ગવર્નર સાહેબ દીલગીર થઇ ગયા કે આટલા દિવસથી આવ્યા છતાં તમો મળ્યા નહીં. અને તેઓ બોલ્યા કે આજે બપોરે તે ચુપ-ચાપ તમને મળવા આવી જશે."

બીજો કોઇ પણ હોત તો આ વાત તદ્દન ગપ છે એમ સમજી જાત, અને બીજા કૈં પણ 'સંબંધમાં કૈલાસબાબુ પોતે પણ આવી વાત સાંભળી હસત પણ પોતાના જ સંબંધી આ વાત સાંભળી તે જેટલા ખુશ થયા તેટલાજ ગભરાયા—કારણ ગવર્નર સાહેબને ક્યાં બેસાડવા, તેમની સાથે કેમ વર્તવું, શી રીતે તેમની આગતાસ્વાગતા કરવી અને સૌથી મોટી વાત નયનજોડની લાજ કેમ રાખવી—એ વીશે કશો વિચાર કરી શક્યા નહીં. એ ઉપરાંત તેમનું અંગ્રેજીનું જ્ઞાન કેવળ શૂન્યજ હતું. વાત જ કેમ કરી શકાશે એજ પહેલો પ્રશ્ન ઉઠ્યો.

મેં કહ્યું—"એ માટે આપ ફીકર કરશો મા. એમની સાથે એક દુભાષીઓ પણ રહેશે. પણ ગવર્નર સાહેબની ખાસ ઇચ્છા એ છે કે એ બે શીવાય બીજા કોઇ હાજર રહે નહીં.

બપોરે જ્યારે અમારા મહોલ્લાના લોકો ઓફીસમાં ગયા હતા અને બાકી રહેલાઓ દરવાજો બંધ કરી નિદ્રામગ્ન થયા હતા તે વખત કૈલાસબાબુના ઘર સામે એક જોડી-ની ગાડી આવી ઉભી.

પટાવાળા એક ચપરાસીએ આવી તેમને ખબર આપી કે "સાહેબ આવ્યા." દાદાજી શેઠ પોતાના અસલી પોશાક અને પાઘડીમાં સજ્જ, થયલા તૈયાર થઇ ઉભા. તેમના જુના નોકર ગણેશને પોતાની ધોતી અંગરખો વગેરે પહેરાવી ઠીકઠાક કરી રાખ્યો હતો. ગવર્નર સાહેબના આગમનના સમાચાર સાંભળતાંજ તે હાંફતા હાંફતા ને કાંપતા કાંપતા બારણા તરફ દોડી પુગ્યા અને ત્યાં શરીર ઝુકાવી ઝુકાવી વારંવાર સલામો કરતા મારા એક પ્રિય અંગ્રેજી વેશધારી મિત્રને ઘણાંમાન સાહિત પોતાના ઓરડામાં લઇ ગયા.

ત્યાં એક ખુરસી પર તેમની એક પુરી કીંમતી શાલ પાથરી હતી, તે પર આ કૃત્રિમ ગવર્નર સાહેબને બેસાડયા અને શુદ્ધ ઉર્દૂ ભાષામાં એક ઘણું લાબું, સુભાષીત ભાષણ કર્યું. પછી નઝરાણા તરીકે સોનાની થાલીમાં પોતા પાસે મહા મુશ્કલીએ બચી રહેલો અને વંશપરંપરા ઉતરી આવેલો અશરફી-ઓનો એક હાર આગળ ધર્યો. પુરાણો નોકર ગણેશ હાથમાં ગોલાબાસ તથા અત્તરદાન લઇ ખડો હતો.

કૈલાસબાબુ વારંવાર ક્ષમા ચાહતા હતા કે તેમના નયનજોડના બાપીકા મહેલમાં હુઝુર સાહેબ બહાદુરનાં પનોતાં પગલાં પધારવે સાહે। બહાદુરનો યથાયોગ્ય યથોચિત અતિથિ સત્કાર થાત. કલકત્તામાં તે પોતે થોડાજ દિવસના પરોણા હતા તેથી જાણે જળમાંથી બહાર કાઢેલી માછલી હોય તેવી તેમની અવસ્થ હતી અને કૈં સુઝતું પણ નહીં; ઇત્યાદિ, ઇત્યાદિ

મારો મિત્ર મોટી અંગ્રેજી "સીલ્ક હેટ પહેરીને ઘણી ગંભીરાઇથી ડોકું ધુણાવતો અંગ્રેજી રીવાજને અનુસાર તો આ સ્થલે તેણે માથા પર "હેટ" રાખવી એ અવિવેકી ગણાય પણ મારો એ મિત્ર પકડાઇ જવાના ધાકથી તે માથે રાખીનેજ બેસી રહ્યો. કૈલાસબાબુ અને તેમના જેટલાજ ગર્વથી અંધ થયલા પુરાણા ચાકર શીવાય બીજા કોઇપણ એક પળમાં આ વેશમા મારા બંગાલી મિત્રને પકડી આપત.

દશેક મીનીટ આ પ્રમાણે ડોકું ધુણાવી મારો મિત્ર ઉઠ્યો, ત્યારે પહેલેથી શીખવી

રાખ્યા મુજબ અપરામી લોક પેટી સોનાની ચાવી સહિત અશરફીનો હાર, તથા ચાકરના હાથમાંથી શેવાળાસ અને અત્તરદાન અને ખુરશી પરની શાલ પણ ઉપાડી લઈ ગયા—કૈલાસબાબુના મનમાં એમ જ કે આ ગવર્નર સાહેબને ત્યાં ચાલની આવેલી પ્રથા છે. હું એક બાજુના ઓરડામાં લપાઈને તમાસો જોતો હતો. હસવું રોકવાના મારા પ્રયત્નોથી મારાં પાંસળાં દુખવા માંડ્યાં.

આખરે ન જ રહેવાયું ત્યારે દોડીને હું થોડે દૂરના એક ઓરડામાં ઘુસી ગયો અને એકદમ મોટે મોટે હસવા લાગ્યો. તેટલામાં ત્યાં પલંગ પર એક બાલિકા ઊંધી પડી ડુસકે ડુસકે રડતી હતી તે પર એકાએક મારી નજર પડી.

મને એકદમ ઓરડામાં ઘુસતો તથા ગાંડા માફક હસતો જોઈ તે પલંગ પરથી ઊઠી ઊભી થઈ—અને આંખમાં આંસુ છતાં પણ પુરા જુસ્સાથી ટટાર થઈ મારા મુખ તરફ પોતાની કાળી આંખોમાંથી વિદ્યુત વેરતી બોલી—"મારા દાદાજીએ તમારું શું બગાડ્યું ?—તમે શા માટે તેમની સાથે આવી ઠગબાજી કરો છો ?—તમે શા માટે અહીં આવ્યા?"— વધુ કંઈ બોલવાના શબ્દો જડ્યા નહીં, સાદ દબાઈ ગયો અને મુખ પર લુગડું ખેંચી મોટે મોટે રડી પડી.

"ક્યાં ગયું મારું હસવું! મેં જે કામ ઉપાડ્યું હતું તેમાં રમુજ ઉપરાંત જે કંઈ બીજું બનેલું હતું તેનો ખ્યાલ તો મારા મગજમાં અત્યાર સુધી આવ્યો જ ન હતો. એક ક્ષણમાં મને દેખાયું કે મેં એક ઘણું જ સુકોમળ સ્થાનમાં મર્મભેદી આઘાત લગાવ્યો હતો. એકદમ મારા આ કામની નિર્દય ક્રૂરતા મારી આંખો આગળ ભુંડા સ્વરૂપમાં પ્રગટ થઈ. લજ્જા અને પશ્ચાત્તાપથી અવાક્ થઈ લાત મારી હાંકી કાઢેલા કુતરા માફક દુમ દબાવી હું ત્યાંથી બહાર નીકળ્યો. ડોસાએ મારું શું બગાડ્યું હતું ? નિર્દોષ અહંકારે કેમ એવું હિંસાત્મક સ્વરૂપ ધારણ કર્યું ?

વળી એક બીજા વિષય પર આજે મારી દૃષ્ટિ ખુલી ગઈ. આટલા દિવસ કુસુમને હું "લગ્નના બજારમાં" વેચવા કાઢેલી એક વસ્તુ—પરણવાને ઉત્સુક થયેલા છોકરાઓની તે નજરમાં ન આવી શકી તેથી એક તુચ્છ વસ્તુ ગણતો,—તે મને પસંદ પડી નહીં. તો છોને રહી, દૈવયોગે જેને પસંદ પડશે તે એને લઈ જશે. પણ આજે જોયું આ ઘરના ખુણામાં આ બાલિકા મૂર્તિની અંદર તે મનુષ્યહૃદયનું રત્ન છુપાયેલું છે પોતાના સુખદુઃખ અને રાગવિરાગ અનુભવેલું તેનું હૃદય એક તરફ નું જણાયલા ભૂતકાળમાં અને બીજી તરફ ન કળી શકાય એવા ભવિષ્યકાળમાં—પૂર્વ અને પશ્ચિમ દિશાએ—વહેતું હતું જે મનુષ્યમાં હૃદય છે તે શું ફક્ત પૈસા આપી તથા આંખ, નાક, વગેરે માપી જોખી, પસંદ કરી, વેચાતી લેવાની વસ્તુ જ ગણાય કે ?

આખી રાત મને ઉંઘ આવી નહીં. બીજે દિવસે સવારે ઉઠી ડોસાની બધી ઉપાડી લાવેલી કીંમતી ચીજો લઈ ચોરની માફક છાનો છુપાનો દાદાજી શેઠના ઘરમાં ગયો. મારી ઇચ્છા હતી કે કોઈને ન કહેતાં મુંગા મુંગા ચાકરના હાથમાં એ બધી ચીજો આપી આવવી. ચાકર તો દેખાયો નહીં તેથી અહીં તહીં જોતો હતો તેટલામાં પાસેના ઓરડામાંથી ડોસાનો તથા બાલિકાનો વાત કરવાનો સાદ આવ્યો. બાલિકા મીઠા ને સ્નેહભર્યા સ્વરે પુછતી હતી "દાદાજી, કાલે ગવર્નર સાહેબે તમારી સાથે શી વાતો કરી ?"

દાદાજી શેઠે ઘણા હર્ષ સાથ ગવર્નર સાહેબે નયનજોડના શેઠીઆઓની કરેલી કાલ્પનિક પ્રશંસા ઘણા વિસ્તારથી કહી સંભળાવી. બાલિકા આ સાંભળી ઘણો ઉત્સાહ અને હર્ષ દેખાડતી.

આ વૃદ્ધ ડોસા મને આ નાની બાલિકાની ભારી માતા સમાન દયા અને મમતા જોઇ મારી બન્ને આંખો ઝળઝળિયાં ભરાઇ ગઇ. દાદાજી શેઠની કહાણી પુરી થતાં તેઓ ચાલી ગયા અને ત્યાર પછી મારા રૂમાલમાં બાંધેલી બધી વસ્તુઓ લઇ હું તે બાલિકા સન્મુખ ગયો અને એક શબ્દ પણ પણ બોલ્યા વિના તેના પગ આગળ બધું મુકી બહાર ચાલ્યો આવ્યો.

હાલની રૂઢિ પ્રમાણે અત્યાર સુધી જ્યારે હું ડોસાને જોતો ત્યારે તેમને નમસ્કાર પણ કરતો નહીં; પણ આજ હું તેમને પગે લાગ્યો ડોસાએ નિશ્ચય માન્યુ કે ગઇ કાલે ગવર્નર સાહેબ આવી ગયા તેથીજ એકાએક મારા મનમાં તેમના તરફ ભક્તિભાવ ઉત્પન્ન થયો હશે. તેઓ ઘણુંજ ગેલમાં આવી ગવર્નર સાહેબની મુલાકાતનો રસભર્યો અહેવાલ બનાવી કહેવા માંડ્યા. મેં પણ કોઇ રીતે તેમને રોક્યા નહી પણ તેમને ઉત્તેજન આપ્યું. બહારના બીજા લોકોએ પણ આ કથા સાંભળી અને તેઓએ મનમાં તેને "ગપ્પા પુરાણ"ની ઉપમા આપી અને ડોસાને ખુશ કરવા ખાતર તેમાં અનેક સુધારાવધારા કર્યા.

બધા ઉઠી ગયા પછી મેં ઘણુંજ શરમીંદે મુખે અને નમ્રતાથી ડોસા પાસે એક વિનતિ કરી. મેં કહ્યું—"જો કે નયનજોડના શેઠીઆઓ સાથે અમારા ગરીબ ઘરની તુલના થઇ શકે નહીં. તોએ—"

મારૂ બોલવું પુરૂ થતાંજ ડોસાએ મને છાતી સરસો ચાંપ્યો અને આનંદથી ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યા—"હું તો ગરીબ છું—મારૂં આવું અહોભાગ્ય હશે એમ હું જાણતો નહતો—મારી કુક્ષમે અનેક પુણ્યો કર્યાં હશે જેથી આજ તમો જેવાને તે પામી શકી"—બોલતા ડોસાની આંખોમાંથી દડદડ આંસુ પડ્યાં.

ડોસાએ આજ પોતાના જન્મમાં પહેલી તેમજ છેલ્લીવાર પોતાના આત્મમાનિત પૂર્વજોને વીસારે મુક્યા અને કબુલ કર્યું કે તેઓ ગરીબ હતા અને મારા જેવાને જમાઇ કર્યાથી નયનજોડની ખાનદાનીને દોષ લાગશે નહીં. હું જ્યારે ડોસાનો પરાજય કરવા અનેક ગોઠવણો કરતો હતો ત્યારે તેઓ મને ઘણોજ લાયક ગણતા અને મનમાંને મનમાં મને જમાઇ બનાવવા તલસી રહ્યા હતા.*

* રવીંદ્રનાથ ઠાકુરના બંગાળી પરથી અનુવાદ



# એક અદૃશ્ય ચિત્ર

[ અનુસંધાન પૃષ્ઠ ૪૦ થી. ]

બીજી પાસ ગીતની ધુન કેન્દ્ર–દશા પર આવવા લાગી હતી: સુંદરી તેની અવર્ણનીય સુર-છટાથી ગાતી હતી કે:

"મેં ઢૂંઢને તુજકો જાઉં કહાં,
નહીં મીલતા હે તેરા નામ નિશાન......"

અને આન્દોલનો ખાતું, પછાડ મારતું, ક્ષુબ્ધ થએલા સાગરની માફક અકલ્પ્ય અવરોહ લેતું અને ભય ઉપજાવે તેવા ઉતાર ઉતરતું ગીત સંપૂર્ણ વેગથી વહી રહ્યું હતું. વાદ્યનાં સઘળાં અંગો ગીત કરનારની અનૈહિક સુર સમૃદ્ધિ સાથે મળી ગયાં હતાં-- ઓતપ્રોત થઇ ગયાં હતાં, અને માધુર્ય, મંજુલતા અને સુરાધિષ્ઠતાની અંતિમ સીમા પ્રાપ્ત થઇ હતી, પરંતુ, ગાનાર, વજાડનાર, સાંભળનાર, કોઇને પણ જમનાના જલ પર ચાલ્યા આવતા આ અપાર્થિવ અને ભયંકર સત્વની જાણ નહોતી! હું કમકમ્યો! તેઓને એની જાણ થશે-તેઓની આગળ એ રસાતળની મૂર્તિ આવશે, અને આવી પસાર થશે ત્યારે આ મોહક સંગીતની અસ્તિત્વનું અને તેને ખીલવનાર, સંગીતની અધિષ્ઠાતા આ દેવીનું શું થશે, એનો મને વિચાર થયો અને હું દૈવની અકલ અનર્થકારી વિરોધરીતિથી આશ્ચર્ય પામ્યો. સાથે હું ઉંડું, આધે,–મારા અંતરની અંદર ન સમજાય તેવું કૈં દેખવા લાગ્યો–સમજવા લાગ્યો, અને અકલ્પ્ય બીક મારા હૃદયને ઝાલી લેવા લાગી. છેવટે ભયંકર અર્ધસ્પષ્ટતાથી મારા હૃદયમાં એક શંકા ઉપજી: "આ અંધકારની પ્રસૃતિ, આ સુંદરી પાસે થઇને પસાર થઇ જવાની હતી કે..." મેં મારું મોં એકદમ ભયથી, ગભરાટથી તે ઝરુખે બેઠેલી સુંદરી તરફ ફેરવ્યું. ત્યાં તો અત્યંત અચંબા વચ્ચે મેં જોયું કે તેના ઉપર પણ કોઇ અજબ પ્રકારનો વિકાર ફરી વળ્યો હતો: ચંદ્રના કટકા જેવા તેના રુપેરી લલાટે કરચલીઓ પડી ગઇ હતી; તેના અવર્ણ્ય લાવણ્યભર્યા મુખ ઉપર દુઃખના ઉંડા શેરડા પડી રહ્યા હતા; તેની તેજ-કુંડાળા જેવી આંખો, તે કોઇ પ્રાણહર પીડામાં હોય તેમ, જોરથી મીંચાઇ ગઇ હતી; અને જો કે તેનો કંઠ એવું એ સ્વર્ગીય,–અનૈહિક-સંગીત રેલાવ્યાજ જતો હતો, છતાં, તે દુઃખમાં, શોકમાં હોય, જાણે આંતરવેદનાનો ઉભરો બહાર કાઢવાનો પ્રયત્ન રૂપેજ હોય એમ મને લાગ્યું. મને એકાએક ખબર પડી કે જે ગીત મને એક વખત સૃષ્ટિના ઉત્પત્તિ સમયના આનંદગાન જેવું, આશાભર્યું, કોમળ અને લાસ્યવંતું લાગ્યું હતું તે હવે તેવું કૈં નહોતું; પરંતુ તેમાં કોઇ અજબ પ્રકારની, અગાધ શોકની, દુઃખ અને પીડાની છાયા ફરી વળી હતી અને તેનું માધુર્ય, તેજ તેની શોકની-પીડાનું માપ હતું. મને નિસ્તેજ, ગ્લાનિમય, ધીકતા બળતા અગ્નિકુંડ જેવું લાગવા માંડ્યું. જાણે છટકામાં પકડાયલા નિર્દોષ પંખીની છેલ્લી ટીટ હોય, જાણે સેતાનને આધીન થતા મનુષ્ય અત્માની છેલ્લી છુટકારા માટે ચીસ હોય, તેમ, અંતર્–પીડનો ઉભરાતો, છલકાતો, કીનારા તોડી સઘળું ડુબાડી દેવાની વકી દેખાડતો, જળધોધ, ખાળવાના છેલ્લો પ્રયત્ન હવે મને એ ગાનમાં જણાયો. આનંદની ટોચે ચદેલો હું આથી એકદમ નિરાશ થઈ ગયો અને મારી આંખોમાં કોઈ અગમ્ય ખેદનાં આંસુઓ આવ્યાં: અજ્ઞાત નજદીકના ભવિષ્યના કૈં પડઘાઓ પણ પડવા લાગ્યા અને ભ્રાંત મને હું કાંપવા લાગ્યો.

સુંદરી અનહદ મીઠાશથી ગીતની છેલ્લી કડી આલાપતી હતી.

લલનાના કર્મવિપાક જેવો એ ભયંકર, અમાનુષિક પુરુષ તેજ ઝરુખામાં જકડાઇ ગએલી, જડાઇ ગએલી સુંદરીના સામો આવી ઉભો રહ્યો! પાંદડાની પેઠે થરથર ધ્રુજતી લલનાએ અશ્રુઝરતાં પોતાનાં ચક્ષુઓ ઉઘાડયાં અને બંનેની આંખો મળી! ઓહ! હું કેમ ભુલોશ, તે વખતે થએલો લલનાના હૃદય અને નેત્ર પર થએલો પ્રાણઘાત! તે ચમકી-ફાટી પડી-ભળી ગઇ! એક પળવાર તેનાં નિસ્તેજ થએલાં ચક્ષુઓ ગુસ્સાના તેજથી ઝળકી ઉઠયાં; પરંતુ તે થોડીજ વાર. બીજીજ પળે અસહ્ય ત્રાસનું મોજું તેના ઉપર ફરી વળ્યું; અને જાણે ગાંડી થઇ ગઇ હોય તેમ, પૃથ્વીના મુળને પણ જડથી ઉખાડી નાખે તેવી એક છાતીફાટ, ભયંકર ... નાંખીને મહાલયના ઝરુખેથી ...ના જલમાં કુદી પડી.

પાછળ કારમો, રાક્ષસી અટ્ટહાસ્યનો સ્વર સંભળાયો!

હું કમકમ્યા ...
આગળ એ રસાતળ ...
આવી પસાર થશે ત્યારે આ ...
સરિતાનું અને તેને ખીલવનાર શું થયું, હું
અધિષ્ઠાતા આ દેવીનું શું થાં સુતો, તેની
વિચાર થયો અને હું દેવની ... હું સવારમાં
કારી વિરોધરીતિથી આશ્ચર્ય મસીદના ઓટલા
હું ઉંઉં, આધે,–મારા અંતી જાય તેમ
સમજાય તેવું કૈં દેખવા લાગ્ય કળી પડતાં
લાગ્યો, અને અકલ્પ્ય બીક ઝીના ચીથરા
ઝાલી લેવા લાગી. છેવટે ભયંકર અર્ધ
મારા હૃદયમાં એક શંકા ઉપજી: "આ ...
કારની પ્રસૂતિ, આ સુંદરી પાસે થા
થઇ જવાની હતી કે..." મેં ...
એકની ભયથી, ગભરાટથી તે ઝરુખે
સુંદ... તરફ ફેરવ્યું. ત્યાં તો ...



જ્યારે, થોડીકવાર હું કયાં છું, તે નક્કી કરવામાં ગાળી, હું ઉઠયો અને એક હલવાઇની દુકાન પાસે ગયો, ત્યારે મને લાગ્યું કે ત્યાં ભરાયલું એક ટોળું કંઇ વાત ખુબ રસથી ચર્ચતું હતું. મતલબ એ જણાઇ કે ગઇ રાત્રે, નદીની પાર રહેતી, અકલ્પ્ય ધનાઢય ગણિકા, નામે ગુણવંતી તે નદીમાં પડી જવાથી મરણ પામી હતી, અને તેનો આખો મહેલ, કોઇ અજ્ઞાત કારણથી આગ લાગવાથી બળી જમીનદોસ્ત થઇ ગયો હતો!

મને વાતમાં રસ પડતાં મેં મારી પાસે ઉભેલા એક બુઢ્ઢાને પુછ્યું કે એ કોણ હતી? અને અવર્ણનીય અજાયબી દર્શાવી તે મારી તરફ ફરી બોલ્યો; "કોણ હતી! શેઠ ધનાશાની માનીતી, તેમને ખુવાર કરી, રગતપીતીઆને કમોતે મારી નાંખનાર, ગણિકા ગુણવંતીને નથી ઓળખતા?!"

હું ચુપ રહ્યોઃ—અને ઘોંઘાટ કરી ગઇ રાતનાં બનાવને ચર્ચતા એ લોકોના ટોળાથી દૂર જઇ ઉભો રહ્યો.

મને ગઇ રાતનો મારો વિલક્ષણ અનુભવ સાંભર્યો અને હું સમજ્યો કે ભયંકર મૂર્તિ, જમનાના જલ ઉપર મેં મધ્યરાત્રે વિલાસતી જોઇ હતી, તે એ શેઠજીજ હતા! અને તે ઝરુખે બેશી અનોહક ગાન કરનારી અદ્ભુત સૌંદર્યવંતી લલના તે ગણિકા ગુણવંતીજ હતી! ત્યારે ઇશ્વરે મને એના ઇશ્વરી ન્યાયનું એક અદશ્ય ચિત્રજ દેખાડયું હતું!

"શું થયું ? બાદશાહ સલામત જાતે તેમની શાદીમાં હાજર રહેશે. અને તેમના પર છુપો સીતમ ન ગુજરે એ માટે તો જરુર બધી પેરવી કરી છે જ."

"તેથી શું ?"

"તેમની શાદી ખલાસ થયે તરત તે લોક જે જગાએ આપ નામવરના ગુસ્સાની આગ ન પહોંચે ત્યાં જતા રહેશે."

શાહજાદાની આંખમાંની નચિંતતા અને બેપરવાઇ જતી રહી. તે બોલ્યો:

"બસ થયું, બસ થયું નસરુ ! તું નાદાન છે. જાણ કે હું બાદશાહ આલમગીરનો જ ફરજંદ છું. અબ્બાજાનની બધી કુવ્વત મારામાં છેજ; અને મારી કુવ્વત તેમનામાં નથી. નસરુ, મારી તાકાત અબ્બાજાનથી વધારે છે. સમજ્યો ?"

"હા, નામવર, જબાનમાં તો છે એ જોઉં છું" નસરુલ્લાએ ધીરેથી ઉમેર્યું.

"ના, બધામાં છે. આજ રોજ તને તેનો ખ્યાલ થશે."

"આજ રોજ ! તે કેમ નામવર ?"

"સમજ. પેલા બુઝુર્ગ અહમદશાહને ઓળખે છે ?"

"હા, જોયો છે."

"ઠીક, ભલા, કહે એ કોણ છે ?"

"અલ્લાહનો ઓલીઓ લાગે છે."

"અફસોસ" શાહજાદાએ તીરછી નજરે કહ્યું "તારા જેવા હેવાનો શાહીફરજંદની તહેનાતમાં હાજર થાય છે એટલું નહીં પણ તેમના સલાહગીર હોય છે એ અફસોસ છે. નસરુ, એ ખુદાનો ઓલીઓ વલી નથી; હીંદનો શહેનશાહ ખુદ-બ-ખુદ છે, સમજ્યો ?"

"પેદર ! જહાંપનાહ ?!" બહેશ્ત અને જહન્નમ જોતી હોય તેવી શરમોથી નસરુલ્લાએ કહ્યું.

"હા, એક પેદરને પોતીકા ફરજંદના તાકાતની ખબર નથી હોતી, એ અલ્લામીયાંના આલમની અફસોસની તવારીખ છે, નસરુ પણ સમજ. એ આજરોજ અહીં આવશે."

"અહીં ! કેમ ?"

"અબ્બાજાન જાણે છે કે સલાબતની શાદીમાં હું ખલલ કરવા ચાહું છું. તેથી તે મારી પાસે આવશે; મારા તરફથી કામ ખતમ કરવાનું કબુલ કરશે અને હું ખુશ થઇ, તેમના હાથમાં કામ સોંપી દઇ નિરાંતમાં પડીશ અને છેવટે કબુલેલું કામ તે ચુકાવી શકશે અને છેવટે સલાબત અને હુસ્નઆરાની શાદી થઇ જશે એમ પેદર માને છે."

"નામવર ! પેદરને તેના બચ્ચાં સાથે જંગ થાય એ અફસોસની વાત છે."

"આહ, નસરુ, કમબખ્ત છોકરીજ ભારે અફસોસ છે. પણ રહેવા દે, જો અબ્બાજાન આવે છે" આયનામાં પડતી છાયા તરફ જોતાં શાહજાદો બોલ્યો.

થોડીવારે એક બુઝોર્ગ ફકીર દાખલ થયો ને ખુદાના ઇલ્મો પુકારતો ખડો.

"આપ ખુદાના ઓલીયા લાગો છો" શાહજાદાએ હસીને કહ્યું: "ભલા, ગઇરોજ આપ અરજ કરતા હતા. બોલો શાના ખાહેશમંદ છો ?"

"નામવર ! એક આરજુમંદ અરજ છે. બાદશાહ સલામતનો ખજાનચી રસુલખાં મારો દુશ્મન હતો. મોત તલક તે નાપાક શીઆ મઝહબનો હતો; પણ તેની બેટીઓની શાદી થઇ જાય તે માટે સુન્ની મઝહબમાં દાખલ થયો."

"કેવો બેહમક !" શાહજાદો બોલ્યો.

"બતાદાર! નામવર, તેથીજ, હું તેનું વેર લેવા ચાહું છું. મને સમજ છે કે પાંચ રોજ પછી એક સુની અફસર જોડે તેની બેટીની શાદી થવાની છે. નામવર! તો પછી તેનાં ફરજંદ આખા સુની મઝહબને નપાક કરશે."

'અલ્લાહના શુકર! પણ વઝીરસાહેબ, તે વાતથી નામવરને શું મતલબ?" નસરૂલ્લાખાંએ સવાલ પુછયો.

"જનાબ", વઝીરે કુરનસ કરી કહ્યું "નામવર શાહજાદાની ઇજાજત હોય તો બોલવાનો હક."

"બેશક વઝી સાહેબ! અલ્લાના ઓલીયાને તો મસજીદ કે શાહી મઝીલ બધેજ પુરી છુટ છે"

"અહેશાનમંદ છુ, નામવર! તકસીર દરગુજર કરશો પણ મારા ધ્યાનમાં છે કે હસીન હુસ્નઆરાની સુરત પર નામવર ફીદા છે"

"આહ, વઝી સાહેબ, પાક પરવરદીગારના ફકીરોને અલ્લાની તહેનાતમાંથી ઠીક ફુરસદ મળે છે કે શાહી મઝીલના જનાનાની ખટપટ પણ તે કરી શકે છે, કે પછી એ મહબુબના નુરેશાન ચહેરાની ખુશબો તમને પણ ગઇ છે?" શાહજાદાએ હસીને કહ્યું.

"અલ્લાહ-બા-અલ્લાહ! નામવર! હુ તો જઇફ છું".

"જઇફ!" શાહજાદાએ ઠોઠ કરી કહ્યું "વઝી સાહેબ! તેમા શું? આશુકની મુલાયમ જવાનીની ચમન ઉકરાર ને આપથી તેની ખાયેશ બરાબર થાય અને મોજ અને ખુશી આપાય તો જઇફ પણ જવાન છે ને નહી તો જવાન પણ જઇફ છે. પણ તે તો ઠીક ભલા, સમજો કે તે ગુલબદન હુસ્નઆરાનો હું આશક છું; પછી શું?'

"નામવર, તો તે સુની અફસર સાથે તેની શાદી ન થાય એમ આપ ચાહતા જ હશો"

"બેશક"

"તો નામવર! મારી અરજ છે કે એ અમલ કરવા આપ કોઇ અફસરને બદલે મનેજ ફરમાન કરશો તો હુ અહેશાનમંદ થઇશ કારણ નહીં તો વેર લેવાની મારી ટેક નહીં રહે નામવર! આટલી આરઝુમંદ અરજ મંજુર કરો"

"વઝી સાહેબ! તમે પણ ઠીક અલ્લાહના ઓલીયા છો, પાક કલામો પઢવા છુટી અદના ઇનસાન પેઠે વેરની તમા પણ તમને થાય છે એ અફસોસની વાત છે" શાહજાદાએ ટકોર કરતા કહ્યુ

"નામવર હુ પણ ખુન-માંસનો ઇનસાન છુ અને વેર તો અલ્લાહ પણ લે છે."

"સુબહાનલ્લાહ! તે કેમ વારુ?"

"નામવર! તેના ફરમાનનુ અપમાન કરનાર ઇનસાન પર તે જાલીમ સીતમ ગુજારે છે; અરે થોડી તાકાતવાળા અદના શયતાન પર પણ તેના એક ગુનાહને માટે અલ્લાહ દરરોજ વેર લે છે"

"વાહવાહ વઝીસાહેબ" નસરૂલ્લાખાએ હસીને કહ્યું: "તે તો ઠીક ભલા! પણ નામવર શાહજાદા એ અફસરને ખતમ કરવા ચાહે છે એમ તમે કેમ જાણ્યું!"

"અરે જનાબ! એવો મર્દ ઇનસાન કોણ હોય જે દીલારામ માશુકને લઇ જતાં હરીફને ખલાસ કરવા ન ચાહે! તો પછી નામવર શાહજાદાની તાકાતની તો વાતજ શી!"

"વઝી સાહેબ!" શાહજાદાએ કહ્યું "બેશક કોઇ રોજ તમે પણ માશુકના પ્યારનો સ્વાદ લીધો જણાય છે. હું ખુશ છુ, વઝી-

સાહેબ. તમારી અર્જ હું મંજુર રાખું છું. સમજો તેની શાદીના રોજ અહીં આવજો. હું એક ઝેરી રુકકો આપીશ. તે લઇ તમે સલાબતખાં પાસે જજો અને મારા તરફથી એ રુકકો નજર કરજો. તે પર ચુમી લઇ સલાબત તે ખોલશે એટલે બસ! તમારી મુરાદ બર આવશે અને મારું કામ પાર થશે."

"અલ્લાહ આપને જઝાએ ખૈર બક્ષે નામવર. હું આપનો અહેશાનમંદ છું."

"બસ કરો વલી સાહેબ! અલ્લામીખાંને એના બહેશ્તમાં ચમન કરવા દો. નાહક તકલીફ ન આપો"

વલી હસ્યો અને કુરનસ કરી, રજા લઇ બહાર ગયો.

થોડો વખત શાહજાદો અને નસરુલ્લાખાં નઝર મીલાવી બેસી રહ્યા.

"જહાંપનાહ પહોંચેલા છે; ઇશ્કની વાત પણ સમજે છે"

"નસરુલ, અબ્બાજાન પણ એક રોજ જવાન નહોતા શું?" શાહજાદાએ હસીને જવાબ આપ્યો.

"પણ નામવર! આપે ખરેખર શો વિચાર કર્યો?"

"સબુર કર, નસરુલા. હજી તો પાંચ આફતાબ ઉગવાના છે. હુસ્નઆરાની શાદી થઇ જ ગઇ શું? પણ એ વાત હવે જવા દે. ચાલ આજે તો હસીસના નીશાની તલબ થઇ છે" કહી શાહજાદો ઉઠ્યો, ને નસરુલ્લાખાં સાથે પાસેના ઓરડામાં ગયો.

—૭—

**વસ્લ**

જે આફતાબની પવિત્ર રોશની નીચે જવાન અફસર સલાબતજંગ અને ખુબસુરત હુસ્નઆરાની શાદી નક્કી થઇ હતી તે ઉગ્યો.

સલાબતજંગને તે પરસ્તાનમાં જાણે પુગ્યો હોય તેટલી ખુશી થતી હતી. સારી રાત તેણે તેની બેનઝીર માશુકના વિચારોમાં પસાર કરી હતી. તેનું દીલ તેની પ્યારી નાઝનીનના ચહેરાની યાદથી ચમકી ઉઠ્યું હતું; આસ્માન હવા, ચારેગમ તેને ખુશાલીની સેરો ફુટતી જણાઈ. ઇરાની ગુલ કે શીરાઝીની સુગંધી કરતાં ખુશબોની મહકાં જેવી દીલઅફરોઝ હુસ્નઆરાના ગુલાબી ગુલબદનની ખુશબો તેને મીઠી લાગી. શાદીની હકદાર માલેકીની સીડીઓ ચડવામાં તેને અજબ ખુશાલી લાગી. આ વિચારમાં છેક સાતમા આસ્માનમાં તે પહોચી ગયો.

× × ×

આફતાબે નીચું નમવું શરૂ કર્યું, ત્યારે સલાબતખાં દોસ્તોની દીલાવર મહેમાનીમાં પડ્યો હતો એવામાં તેનો નોકર આવી કહી ગયો.

"હજુર, કોઇ સખ્સ આપને મળવા ચાહે છે"

સલાબતજંગ ઉભો થયો

"દોસ્તો તકસીર માફ કરો. હમણાંજ હું આવું છું" કહી મળવા ચાહનાર સખ્સ પાસે તે ગયો.

તે સખ્સને જોતાંજ ભેટી પડી તે બોલ્યો.

"રફીક, દોસ્ત, અહેશાન કર્યો, તું આવ્યો તે. નસરુલ્લાખાં તારીજ ખોટ હતી."

"તારી લાગણી માટે અહેશાનમંદ છું, સલાબત" નસરુલ્લાએ કહ્યું "પણ અફસોસ છે કે તારી ખુશાલીમાં હું ભાગીદાર થઇ શકતો નથી. બાદશાહ સલામત મને યાદ કરે છે. મારે અત્યારેજ નીકળી જવું જોઇએ. સલાબત! તારા ખુશકીસમતના રોજે એક જુના શાગીર્દ તરીકે, તારા અને તારી પ્યારી બીબી માટે એક નાચીઝ ભેટસોગાદ આપવા આવ્યો છું."

"દીલબર! માલેક! શું છે? હું આપની બાંદી હુસ્ન આપનું પાક નામ પોકારું છું"

ખુબસુરત હુસ્નને ગોદમાં લઇ સલાબતજંગ બોલ્યોઃ

"હુસ્ન! પ્યારી! બસ! થઇ રહ્યું. કમબખ્ત શાહજાદા અને નસરુલ્લાએ દગો દીધો" પોપાક બતાવતાં તે બોલ્યોઃ "આ ઝેરી છે. પણ આહ! કમબખ્ત! આ બેતકસીર મહબુબે શું બગાડયું હતું? ઓ! એનું પણ ખુન?"

"ખાવીંદ," સલાબતના ગળે તેના હાથ ભેરવતાં તે બોલી "ખાવીંદ! તેમાં શું થયું? તું અજલથી બીહે છે કેમ? એ એતો મને ખબર હતી. એતો ઠીકજ થયું. આલમના ઝેરી ઇનસાનો સાથે આપણે કેમ જીવત? પ્યારા માલેક, આહ અજલની હજ કેવી મીઠી છે? થાકેલી જીંદગીની એ આરામ છે. દીલબર! આપણું વસ્લ હવે નક્કી કાયમ થયું" ચાંદનીના કેફમાં તેની રોશન ચશ્મોનું ચેન વધતું હતું પણ તેનો અવાજ વધુ વધુ શીરીન થતો ગયો.

થોડીવારે ઘાસની બીછાત પર સુતાં સુતાં બેઉએ ખુશબોદાર ચાંદનીમાં, ગુલોના અત્તરની સુગંધી હવામાં રમ્યા કર્યું ને ઉપરથી ગાંડા બુલબુલે કેફમાં ગાયા કર્યું.............

—કૈંક વખતે સલાબતજંગે કહ્યું: "હુસ્ન!" અને હુસ્નઆરાના મુલાયમ બદનને પાસે ખેંચી જીગર સાથે ચાંપ્યું.

—કૈંક વખતે હુસ્નઆરા બોલી: "દીલબર! એક બોસો—ચુમી લે, અહીં, આ ભરેલા હોઠ પર......"

—કૈંકવારે બેઉનાં રુહો આલમ છોડી મીઠી ચાંદનીના દેશમાં ક્યાંક સાથે ઉડી ગયા......

× × ×

—થોડાંક વર્ષે જવાન શાહજાદાની પણ અજલ થઇ. કોઇ કહે છે કે પેલા ગુલબગીચામાં, જ્યારે ગુલાબી ચાંદની વેરાતી હોય છે, ને ગાફેલ બુલબુલ ગાતું હોય છે, ત્યારે કોઇનો રુહ પ્યારના દર્દની ગઝલ પુકારે છે, ને ક્યાંકથી ખુબસુરત જવાનીની ખુશબો મહેકતી હોય છે..............



# રાજાધિરાજ



[અનુસંધાન પૃષ્ઠ ૫૮ થી.]

"કાક શું કરે છે ?"

"કાક શું કરે ! એ તો રમકડું છે એ ધારે છે. કે એનું ચાલે છે, પણ જ્યાં એની પૂંઠ ફરે છે કે. અનેક અત્યાચાર થાય છે ને એ તો કાલે જશે"

"ક્યાં ?"

"વંથળી. એના મહારાજનો હુકમ આવ્યો છે. ને લાટની સત્તા કોના હાથમાં આવશે તે ખબર છે ?"

"ના."

"એક મંત્રીનો છોકરો છે નથી અક્કલ ને નથી રીતભાત ને નથી ઘર તેના હાથ નીચે રહેવા કરતા કપાઇ મરવુ વધારે સારુ તેથીજ હું કહેતો હતો કે ચોવડીઓ બહુ સારુ છે."

"એ ક્યા ઉતર્યો છે ?"

"મારે ત્યાં. બાપા તો બેનને એને આપવા માગે છે."

"એમ !"

"હા. પણ મારુ ચાલશે તો આનક મ્હેતો જેવો આવ્યો છે તેવો પણ સાજો સુખો પાછો નહીં જાય. ગુરુદેવ ! જરા વિચાર કરો. બોવાનાએ શું સરસ પ્રસંગ આપ્યો ! ત્રિભુવન

"દીકરા ! મેં તો સંન્યસ્ત લીધું છે, એટલે હું તો આઘો રહ્યો. પણ તું પણ કે નાહક આરંભે તે મને ડહાપણભર્યું નથી લાગતું." પ્રધાનદે ડોકું ધુણાવતા કહ્યું

"ત્યારે શું બેસી રહેવું ? ગુરુદેવ ! એક હજાર યોદ્ધા તત્પર થઇ રહ્યા છે પંદર દહાડામા પાંચ હજાર પાળાઓ ભૃગુકચ્છ આવી પહોંચશે" છેક ધીમે અવાજે રેવાપાલે ઉમેર્યું.

"શું કહે છે ?"

"પંદર દહાડાથી મને કંઇક ખબર હતી. ને આજે આમભટ આવ્યો ને મને ખાત્રી થઇ કે આ સમય ચુકવા જેવો નથી. મેં ચારે તરફ માણસો વળાવ્યા છે. અખા-ત્રીજ પહેલા ભૃગુકચ્છથી માંડલ સુધીનો પ્રદેશ આપણા હાથમા આવશે" ઉતાવળથી અને ધીમેથી બોલતા રેવાપાલે કહ્યું.

"ત્યારે તો બધું આરંભી દીધું છે."

"હા. પણ તમારી આજ્ઞા વિના કંઈ કરવાનો નથી"

"બેટા ! તું જે કંઈ કરે તેમા તને વિજય મળે એવી મારી સદાની આશિષ છે."

"દેવ ! આ વખત તો એવી આજ્ઞા કરો કે ક્યા તો વિજય મેળવું કે દેહ પાડું."

"રેવાપાલ ! તારી એવી એકનિષ્ઠા છે કે વિજય મળ્યા વિના રહેશે નહીં."

એકાગ્ર નયને રેવાપાલ જોઇ રહ્યો.

"દેવ ! એક બીજી યાચના કરું !"

"રેવા! હવે હું ભગવા ઉતારું એ કેમ બને ?"

"દેવ! તમે નહોતું કહ્યું કે હાથથી ખોયલા લાટમાં તમારું સ્થાન નથી. તો મહારાજ ! તમે તમારું સ્થાન લો તોજ પાછું લાટ હાથમાં આવે. એક વખત ફરી બહાર પડો. એક વખત તમારા ધનુષ્યના ટંકારે લાટ ગજવો."

"બેટા તારા બોલથી તો મારું મન પણ લલચાય છે."

"ત્યારે કહો—આવશો અખાત્રીજે ભગવાં ઉતારશો ?"

"ના."

"દેવ ! આ શું કહો છો ?"

થોડીવાર બ્રહ્માનંદ મુગા રહ્યા.

"રેવા ! એક વચન આપું ?"

"શું ?"

"તને જો ખરી જરુર જણાય, જો મારી હાજરી વિનાજ તારો પ્રયાસ ધુળ મળતો હોય તો સંદેશો મોકલજે. હું ભગવાં ઉતારી આવીશ. હવે થયું ?" જરાક હસીને ધ્રુવસેને કહ્યું.

રેવાપાલે નીચા નમી બ્રહ્માનંદના પગ પર માથું મુકયું; કૃતજ્ઞતા બીજી રીતે તે દર્શાવી ન શકયો. ગુરુદેવે શિષ્યના માથા પર હાથ મુકયો. થોડીવાર કોઈ બોલ્યું નહીં.

"દેવ ! ત્યારે એક કામ કરશો ?" રેવાપાલે પુછ્યું.

"બોલ."

"તમારું પદ્મવિજય આપશો ?"

"ખુશીથી. બીજો કયો યોદ્ધો એને વાપરશે ?"

"બેટા ! આ પેલી માળી પર પડયું છે. લઇ લે, અને જ્યારે મારી જરુર પડે ત્યારે એની પણછનું ફુમતું મોકલાવજે. પદ્મનાભ મહારાજા !! પટરાણીએ એ બાંધ્યું હતું." રેવાપાલ ઉઠ્યો અને નીચી માળી પર પડેલુ ધનુષ્ય ખેંચી કાઢયું, અને બેશવતી ખંખેર ભોંયપર એક છેડો મુકી વાળી જોયું. તેની સ્થિતિસ્થાપકતા તેવીને તેવીજ હતી.

"આ તો અદ્દભુત છે."

"બેટા ! ગંગનાથ મહાદેવનો પ્રતાપ છે. જા ! વિજય કરજે."

રેવાપાલે ફરીથી દંડવત પ્રણામ કર્યા ફરીથી બ્રહ્માનંદ સરસ્વતીએ મુગે મોંઢે આશીર્વાદ દીધો. બંને મુગે મોંઢે, પણ ભારે હૈયે છુટા પડયા. બંનેને લાગ્યું કે વિધિ તેમનાં જીવનનું નવુ પાનું ઉકેલતી હતી.

---

## પ્રકરણ ૧૮ મું

### કાકની યાચના

—જ્યારે રેવાપાલ ઝુંપડીની બહાર નીકળ્યો ત્યારે સંધ્યા શરુ થઇ ગેઇ હતી; અદષ્ટ થતો દિવસનો પ્રકાશ અને આછા અંધારા આકાશમાં તરતા તારાઓ રેવાનાં નીરને ગંભીર સ્વરૂપ આપી રહ્યાં હતાં. ભક્તિભાવથી રેવાપાલ નર્મદાના શાંત પટ પર નજર નાંખી રહ્યો; અને ધીમેધીમે વિચાર કરતો અગાશી તરફ ગયો.

અત્યારે એના હૃદયમાંથી ભાર ઓછો થયો હતો. નિરાશાથી નિશ્ચેતન બનેલા એના હૃદયમાં આજે નવી આશાનો ઉલ્લાસ પેદા થયો હતો. વર્ષો થયાં દબાવેલી હોંસ આજે પુરી પડતી જણાતી હતી. લાટના સ્વાતંત્ર્ય માટે એક ભયાનક વિગ્રહ કરવો એ એના જીવનનું લક્ષ્ય હતું; તે લક્ષ્ય આજે સધાવાની તૈયારીમાં હતું.

પદ્મવિજયના પ્રચંડ ધનુષ્યદંડ પર હાથ ટેકવી ઉભો રહ્યો. તરત તેના ખભા પર કોઇએ હાથ મુક્યો. તે ચમકીને પાછળ ફર્યો ને તરવાર પર હાથ નાંખ્યો. પાછળ દુર્ગપાલ હસતે મોઢે ઉભો હતો.

રેવાપાલે ગુસ્સામાં હોઠ કરડ્યા. આ એના દુર્ભાગ્યનો દૂત અહીંઆં ઉભો હતો, અત્યારે પણ એને નીરાંતે વિચાર કરવા દેતો નહોતો. તે વખત છે ને તેની પાછળ પ્રપંચમાં પણ આવ્યો હોય.

"રેવાભાઈ! આખરે મળ્યા ખરા." કાકે કહ્યું.

"કેમ આવ્યો છે?" ગુસ્સાથી ખોખરા થઇ ગયલા અવાજે, દાંત પીસી રેવાપાલે પુછ્યું.

"મેં સગરે એનાંભાભીને કહ્યું હતું કે અત્યારે હું તમને મળવા આવીશ તમને કહ્યું નહોતું?" કાકે નીખાલસ અવાજે કહ્યું. રેવાપાલ તેના જુના મિત્રને ઓળખતો હતો અને તેની મીઠી છળથી મોહી પડે એવો નહોતો. તેણે થોડીવાર સુધી ડોળા કાઢી જોયા કર્યું.

"કેમ આવ્યો છે?" રેવાપાલે અધીરાઇથી ફરીથી પુછ્યું.

"હું કાલે વંથળી જવાનો છું."

"તેમાં મારે શું?

"હું એક યાચના કર[illegible] આવ્યો છું."

"કોઇને દાન કરવા[illegible] [illegible]રામાં શક્તિ નથી. ને હોય [illegible] [illegible]નારે પદ્મવિજય આપશો [illegible] નહીં"

"ખુશીથી. બીજો કયો યોદ્ધ[illegible] પાસે, વાપરશે?"

"દેવ! આપણે [illegible]માં હસતા એ ધનુ" પદ્મવિજય નામ [illegible]નુ તે યાદ જ્યાં એનો ટંકાર થ[illegible] [illegible] વિજય જરૂર થશે."

"કેટલાક દાન આત્મવિજય આપે—તે તો દુનીઆનેઃ આપી પણ ન આપી શકે'

"હું તારો મિત્ર નથી. અને મારે તારી મૈત્રી જોઈતી નથી" કહી રેવાપાલ ખસ્યો.

"પણ મારે તમારી મૈત્રીની ગરજ છે જરા સાંભળો તો ખરા કે હું શું માગું છું. પછી ભલે ના કહેજો મારે એક બીને તમારા સંરક્ષણમાં સોંપવી છે. રેવાભાઈ! આપને એટલી પણ ટેક નથી?" જરાક હસીને ઠાવકા શાંત કાકે પૂછ્યું.

કાકના શબ્દથી રેવાપાલ અબકાઈને ઉભો, ને તેના તરફ ફર્યો. તેની સખત આંખો કંઈક નરમ બની. કાકે જોયું કે રેવાપાલ ગળ્યો.

"ભાઈ! મને મારી, ભૃગુકચ્છની, કે પાટણની જરા પણ પરવા નથી. તેનું જે થવાનું હોય તે થાય. તેનું જે તમારે કરવું હોય તે કરજો" કાકે રેવાપાલના હાથમાં ધનુષ્ય હતું તે તરફ જોતા કહ્યું. "આ તો એક ગરીબ ગાયની રક્ષા કરવાની છે. સાટમાં એટલું તમે નહીં કરો તો પછી કરશે કોણ?"

"તારાથી નથી થતી?"

"હું તો કાલે જાઉં છું. વખત છે ને ન પણ આવું" કાકે કહ્યું.

"કોણ છે?"

"એક વિદ્વાન બ્રાહ્મણની છોકરી છે"

"કોણ તારી સ્ત્રી?" ચકિત થઈ પૂછ્યું.

"ને તે હોય તો—"

"તેને હું શા માટે પાંખમાં ઘાલું?"

"મને કંઈ અનિષ્ટ થાય તો."

"તારું ને તારા સગાવહાલાનું ગમે તેમ થાય તેમાં મને શું?" તમીઝેન વાગી ભભ્ભાટથી રેવાપાલે કહ્યું.

"હું તમારી જગ્યાએ હોત તો આમ નહીં કહેત."

"કાક! તને હું ઓળખું છું. તારા જેવો હરામખોર બીજો મેં જોયો નથી. અત્યારે ભૃગુકચ્છમાં બધું સુથાઈ ગયું છે, એટલે તમે તે બહાને પોતાનું ભલું શોધો છો."

"રેવાભાઈ! મને મારી પરવા નથી. પણ આ બીચારીને હું પરદેશથી અહીં લઈ આવ્યો છું. એને મારા શિવાય કોઈ સગું કે સગથી નથી. ધારો કે તમે સાટ પાછું લીધું" જરાક તીક્ષ્ણતાથી રેવાપાળ તરફ જોતા કાકે કહ્યું "તો એનું કોણ બેલી?"

"તારા માલીકોને કેમ નથી સોંપી જતો?"

"પોતાનું જીવનસર્વસ્વ હોય તે મિત્રને સોંપાય, માલીકને નહીં." કાકે જવાબ આપ્યો.

"એવા તો કેટલાકના જીવનસર્વસ્વ તેં લુંટાવ્યા છે" રેવાપાલે કહ્યું. કાને લાગ્યું કે તેના બોલવાની અસર રેવાપાળ પર ઝપાટાબંધ થતી હતી. પણ હજુ તેના હૃદયને પીગળાવવા વખત ચીનગારીની જરૂર હતી. તેણે અડધી વિપળ વિચાર કરી એક ભયંકર બહાનું છોડ્યું.

"રેવાભાઈ! તમારું જીવનસર્વસ્વ પાટણે વળાવ્યું તેનો આ બદલો આપો છો?"

રેવાપાળ નાનપણથી લીલાદેવીનાં પગલાં પૂજતો હતો. તે સ્વામીભક્તિ હતી કે કંઈ બીજું એ કોઈ પારખી શક્યું નહોતું. લીલાદેવી પાટણ પરણ્યાથી રેવાપાળના હૃદયમાં સ્વદેશદ્રોહ ફીનાય કે લાગણીઓ થઈ હતી કે નહીં તે કોઈના જાણમાં નહોતું. પણ કાકની નજરથી બહાર કંઈ વાત નહોતી. ઘણાં વર્ષો થયાં ઘૂંધવાતા મણમાં તેણે એવો સચોટ ઘા કર્યો કે તે ઘણું લાજે થઈ આવ્યો.

"શું!" ચમકી, બરાડો મારી રેવાપાલે કહ્યું. તેની આંખમાંથી અગ્નિ પ્રગટ્યો. તેણે ક્રોધમાં તરવાર કાઢી "મોત આવ્યું છે?"

"તમારે હાથે મોત—એથી વધી રૂડું વાનાં શાં ?" શાંતિથી હસી, તબીએત વાળી કાક બોલ્યો. "પણ લીલાદેવીને મોત જ માથે વગાડ્યાં તેનું વેર લો છો ?"

"ચુપ—હરા—" ધીમે અવાજે, છતાં ઝનુનથી રૈવાપાલે કહ્યું.

"કે ખોટું છે ? પણ મૃણાલકુંવરી અહીંઆં રહેત તો પણ તમારા મનોરથ પુરત નહીં" કૃત્રિમ તિરસ્કારથી કાકે કહ્યું

"ખામોશ ! ચંડાળ" ધ્રુજતે અવાજે રૈવાપાલે કહ્યું. "તારું આવી બન્યું છે હવે તું નહીં કે હું નહીં કાઢ તારી તરવાર ! તને આમ નહીં મારું મારું ' તારી પાપી જીભને હવે એક શબ્દ નહીં બોલવા દઉં. કાઢ !" રૈવાપાલને મોઢે ફીણ આવ્યાં

શાંતિથી હસીને કાકે ડોકું વતી ના પાડી.

"રૈવાભાઇ ! હું તમારી સામું શસ્ત્ર નહીં કાઢું."

"બાયલા !"

"હું બાયલો નથી પણ આપણે લડીશું, તો જરૂર તમારું મૃત્યુ થશે. હું તમારાથી બેવડો બળીઓ છું. અને મારે બાલમિત્ર મારવો નથી."

રૈવાપાલના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તેનું ભાન જતું રહ્યું. કાક જ તેનો વેરી હતો. તેની આકાંક્ષા વચ્ચે આ રીતે આડખીલી અત્યારે તેને મારવામાં જ તેનો, ને લાટનો મોક્ષ દેખાયો.

"પાપી ! ત્યારે તું બચે એમ ઉભો લાગ બે કકડા કરું છું" કહી તે તરવાર ઉગામી આગળ ધસ્યો. કાક નફ્ફટાઇથી, તિરસ્કારથી જોઇ રહ્યો.

"વાચક બ્રાહ્મણને મારી રૈવાપાલ ટેક ખુવે એજ મારે જોવું છે" ગૌરવથી કાકે કહ્યું.

"રૈવાપાલની ટેક !" એ શબ્દ રૈવાપાલને કાને પડતાંજ તે થંભીને ઉભો રહ્યો તેની ઉગામેલી તરવાર અદ્ધરજ રહી ગઇ.

"રૈવાપાલ ટેક કદી ખુવેજ નહીં" પાસેથી એક મીઠો અવાજ આવ્યો

બન્ને ફર્યા પાસે બ્રહ્માનંદ સરસ્વતી, તારાના આછા પ્રકાશમાં તેજસ્વી ને ગૌરવ શીલ લાગતા ઉભા હતા. કાકે સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા રૈવાપાલનો ઉગામેલો હાથ નીચે પડ્યો, તેમાંથી તરવાર છુટી પડી. તે ભોંય પર બેસી ગયો ને બન્ને હાથ માથે મુકી ડુસકાં ભરવા લાગ્યો

---

## પ્રકરણ ૧૯ મું
## કાકની રાજ્યનીતિ

"રૈવાપાલ આવ્યું ? કાક ! મે જુના દોસ્તો ને આ શોભે ?" બ્રહ્માનંદે પુછ્યું.

રૈવાપાલે હાથમાંથી માથું ઉંચક્યું નહીં. કાક હસતે ચહેરે જોઇ રહ્યો

"ગુરુદેવ ! જુના દોસ્તો હોય તોજ આમ લડે ને પાછા ભેગા બેસે. હું કાલે જવાનો છું સોરઠ એટલે ભાઇને સુપ્રત કરવા આવ્યો હતો."

"કોની ?"

"મારી સ્ત્રીની ને બીમારીનું શું થશે તેની મને ઘણી ચિંતા થાય છે" કાકે કહ્યું.

"બેટા" બ્રહ્માનંદે કહ્યું "તને શું થવાનું છે ?"

"ગુરુદેવ ! રૈવાભાઇને હું જરા ચીડવતો હતો પણ આપને તો ખરેખર કહું છું. રૈવાભાઇ વટ લેઇને બેઠા છે, ને ભૃગુકચ્છના નવા દુર્ગપાલમાં આટલા તોલાભાર અક્કલ નથી. એટલે વાટમાં બળીઓ જાગવાનો એ તો ચોક્કસ ! તમે ના કહેશો નહીં. કારણકે હું માનવાનો નથી. હું આપને ને રૈવાભાઇને બન્નેને ઓળખું છું"

"ત્યારે તારી સાથે લઇ જા."

તે પણ બને એમ નથી. જયદેવ મહારાજ પાસે મારો કટ્ટો વેરી બેઠો છે. અને મહારાજ કે લીલાબા મારી સ્ત્રીને આસરો આપે નહીં. કાલે ઉઠીને મને કૈં થયું તો પછી એનું શું ?"

"કાક!" બ્રહ્માનંદે કહ્યું "ત્યારે તો તું ધોબીનો કુતરો થઇ રહ્યો છે. નથી ઘરનો; ને નથી ઘાટનો."

"એવુંજ છે."

"ત્યારે ઘરનો શા સારુ નથી થતો ? પાટણમાં તારું કોણ છે ? તારા રેવાભાઇની સાથે શા માટે નથી રહેતો ? તમે બે બાલપણના ગોઠીઆઓ, આમ સામાસામી કપાઇ મરો એમાં શું સારું ?"

"હા ! કાક !" રેવાપાલે એકદમ ઉભા થઇ જઇ કહ્યું "આવ અમારી સાથે. આપણે પાટણને પણ સર કરીશું"

"ભાઇ ! ગુરુદેવ !" ખિન્ન અવાજે કાકે કહ્યું "આ નોતરું આજનું નથી. ઘણાએ, ઘણા વર્ષો થયાં દીધું છે. પણ મને તમારી યોજનામાં શ્રદ્ધા નથી. લાટ એકલું પાટણ સામું શું કરી શકે ? ને એક બીજી વાત જે મને સ્પષ્ટ દેખાય છે તે તમને દેખાતી નથી."

"શી ?" બ્રહ્માનંદે કહ્યું.

"ગુરુદેવ ! એકલું લાટ, સોરઠ, કે ગુજરાત હવે ટકી શકે એમ નથી. માળવા ને સપાદલક્ષ* પણ જુદું ટકે એમ નથી. એ બધાં એક ચક્રે ચાલશે નહીં તો આપણું બેદાનમેદાન થઇ જવાનું. કેટલાં યુગો થયાં લાટ ને ગુજરાત લઢે છે—ગુજરાતને માલવા લઢે છે- ગુજરાતને સપાદલક્ષ લઢે છે. આમ ચાલ્યા કરશે તો આપણે નિર્વીર્ય ને નિરાધાર બની જઇશું. ને ગુરુદેવ ! તમે તો લાટમાં બેઠાં બેઠાં કૈં જાણતા નથી."

"શું ?"

"જે પરધર્મી યવનોએ ભીમદેવ મહારાજના વખતમાં સોમનાથ લુંટયું હતુ તેઓ આગળ ને આગળ આવતા જાય છે. દરેક વર્ષે તેમની વાતો કાન પર વધારે ને વધારે અથડાતી જાય છે. આપણે માંહોમાંહ્ય લડશું તો પછી આપણું શું થશે ? ગુરુદેવ ! પાટણમાં એક ગાંડો જતિ આવ્યો હતો-ઘણાં વર્ષો પહેલાં. તેની એવી કહેતી ચાલે છે કે તે સદાય કહેતો કે બધા ધર્મ છોડી એક સ્વીકારો નહીં તો યવનો તમારો જીવ લેશે. મને પણ લાગે છે કે એકે ચક્રે કોઇ રાજા ભરતખંડ હાથ નહીં કરે તો આપણું સત્યાનાશ વળશે."

"ને તારા જયદેવને ચક્રવર્તી કરવા તું સોરઠ જાય છે" રેવાપાલે તિરસ્કારથી કહ્યું.

"જો તેણે મારું માન્યું હોત તો આજે થઇ ગયો હોત. પણ અમારા ગ્રહ મળતા નથી." કાકે કહ્યું.

"ત્યારે લાટને તું સ્વતંત્ર નહીં થવા દે" બ્રહ્માનંદે કહ્યું.

"મારું ચાલે તો નહીં."

"મેં શા માટે જતો કર્યો ?" રેવાપાલ બબડ્યો.

"રેવાભાઇ ! તમને હજુ વાત પુરી સમજાઇ નથી. તમે ધારો છો એવો હું સબલ નથી. આજે હું નહીં હોઉં તો શું ? શું લાટ પરાધીનતામાં છુટી જશે ? ભુલ છે. ગુરુદેવ ! એકે ચક્રે તો પાટણજ રાજ કરવા સરજાયું છે—"

"કેમ જાણ્યું ?" બ્રહ્માનંદે પુછ્યું.

"કારણકે વિધિએ તેને બળીઆનો પણ બળીઓ આપ્યો છે."

---

* અજમેરની પાસેનો પ્રદેશ.

"કોણ જયદેવ ?" પ્રધાનદે પુછ્યું.

"ના. જયદેવ ગમે તેવો ફુટડો કરે — પણ તે તો ઠીક છે. ગુરુદેવ! એ ફુટડા સાજણ—હજોની થોપડીઓ પાછળ—પાટણના ટુકડા જ પાછળ મુંજાલ મહેતો છે મારા જેવા ભલે મરે—પણ જ્યાંસુધી એ છે ત્યાં સુધી પાટણનો સીતારો ચડે છે.

"ત્યારે આજ સુધી કેમ કે એણે કશું નહીં ?"

"કર્ણદેવ ગુજરી ગયા ત્યારે પાટણ પણ સોળંકીઓનું નહોતું. આજે કાવેરીથી શ્રીમાલ સુધી સોલંકીઓની હાક વગડે છે એ શું આ જયદેવ મહારાજને પ્રતાપે! એ તો મુંજાલને જોઈએ તેવા સાધનો મળતા નથી પહેલાં મંડનેશ્વરોએ ઝઘડો કર્યો. પછી પાટણના ધનાઢ્યો વીફર્યા. હજુ આવડા સીના આવતા નથી, ને નાગરમંત્રીઓ કચવાય છે અને તેમાં રાજા હજુ વગરનો છે. નહીં તો આજે શું થયું હોત તે ખબર નથી"

"ત્યારે તું શું કામ જાય છે ?"

"મુંજાલ મહેતાની શું રમત છે તે મને સ્પષ્ટ સમજાતી નથી પણ માર્ગે આવશે ને જીવતો રહીશ—તો જુનાગઢ પડશે ને જેવું આજે હાર્દ છે તેવું સોરઠ થશે"

"શાબાશ!" રેવાપાલે કઠોર હાસ્યથી કહ્યું "આવા વાણોતર ન હોય તો શેઠ મારે ક્યાંથી!"

"રેવાભાઈ! હજુ મરમ પડ્યા નથી ગુરુદેવ! મારી સ્ત્રીનું કે રક્ષણ થાય એવું કરો."

"કાક! તારા ઉદ્દેશો જોતાં તો તને છૂટો રેવાભાને સ્વાધીન કરવો જોઈએ."

"ગુરુદેવ! તો રેવાભા પણ મને અભયદાન આપશે" અર્જાથી કાકે કહ્યું "જ્યારે પાટણનો ધણી રેવાભાને ચરણે આવશે, જ્યારે આ સાટની જનનીમાંથી જગતની જનની થશે ત્યારે મારો ઉદ્દેશ પુરો થશે. ત્યારે તમારા કહ્યા વગર આ મારી સનાતન અંબાના ખોળામાં મરવા સુઈશ"

"સાટને છૂટતા આગળ પડી નથી આપનો—ટે મરતા મસાણે માર ખાવાનો વિચાર રાખે છે."

"તમે ભલે એમ માનો. પણ ગુરુદેવ! આઈ પાસે આટલું વરદાન અપાવી મને ચિંતામાંથી મુક્ત કરો".

"રેવા! કાકની સ્ત્રી તારી ભાભી છે. એનું રક્ષણ કરવાનું વચન આપ"

"હું કેમ આપું? આ પાપીને તો મારે હાથે મારવો પડે"

"તે હું ક્યાં ના કહું છું પણ પછી મારી સ્ત્રી શેર ધાન વિના ભુખે ન મરે—આઈ વિના નિરાધાર ન રહે; મારો પુત્ર શિરછત્ર વિના કરમાઈ ન જાય—બસ એટલું જ વચન આપ".

"આપ રેવા! એમાં કે ખોટું નથી:

"ઠીક ત્યારે કાક! તારું ધાર્યું તેં કર્યું. તારી સ્ત્રી ને છોકરાને નિરાધાર નહીં રહેવા દઉં બસ! હવે જા આજ તો તારાથી છૂટ્યો. આ ભવે તારું મોઢું નહીં જોવા દઈશ"

"ભાઈ! ભાવિમાં હજુ શું શું લખાયું હશે" કહી કાકે બંનેને નમસ્કાર કર્યા.

"કાક! જ્યાં જાય ત્યાં, પણ તારા ગુરુને છાજે એવું કરજે."

"ગુરુદેવ! બેફીકર રહેજો ચાલો હવે આવજો."

"હા. બેટા"

કાક ફરીથી નમસ્કાર કરી ચાલતો થયો.

"રેવા! આ છોકરો જબરો છે" પ્રધાનદે કહ્યું.

"સ્વાર્થ સાધવામાં એક્કા છે." રેવાપાલે જવાબ વાળ્યો.

[ આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

"ત્યારે તારી સાથે લઇ જા."

તે પણ બને એમ નથી. જયદેવ મહારાજ પાસે મારો કટ્ટો વેરી બેઠો છે. અને મહારાજ કે લીલાબા મારી સ્ત્રીને આસરો આપે નહીં. કાલે ઉઠીને મને કૈં થયું તો પછી એનું શું ?"

"કાક!" બ્રહ્માનંદે કહ્યું "ત્યારે તો તું ધોબીનો કુતરો થઇ રહ્યો છે. નથી ઘરનો; ને નથી ઘાટનો."

"એવુંજ છે."

"ત્યારે ઘરનો શા સારુ નથી થતો? પાટણમાં તારું કોણ છે? તારા રેવાભાઇની સાથે શા માટે નથી રહેતો? તમે બે બાલપણાના ગોઠીઆઓ, આમ સામાસામી કપાઇ મરો એમાં શું સારું?"

"હા! કાક!" રેવાપાલે એકદમ ઉભા થઇ જઇ કહ્યું "આવ અમારી સાથે. આપણે પાટણને પણ સર કરીશું"

"ભાઇ! ગુરુદેવ!" ખિન્ન અવાજે કાકે કહ્યું "આ નોતરું આજનું નથી. ઘણાએ, ઘણા વર્ષો થયાં દીધું છે. પણ મને તમારી યોજનામાં શ્રદ્ધા નથી. લાટ એકલું પાટણ સામું શું કરી શકે? ને એક બીજી વાત જે મને સ્પષ્ટ દેખાય છે તે તમને દેખાતી નથી."

"શી?" બ્રહ્માનંદે કહ્યું.

"ગુરુદેવ! એકલું લાટ, સોરઠ, કે ગુજરાત હવે ટકી શકે એમ નથી. માળવા ને સપાદલક્ષ* પણ જુદું ટકે એમ નથી. એ બધાં એકે ચક્રે ચાલશે નહીં તો આપણું ખેદાનમેદાન થઇ જવાનું. કેટલાં યુગો થયાં લાટ ને ગુજરાત લઢે છે—ગુજરાતને માલવા લઢે છે- ગુજરાતને સપાદલક્ષ લઢે છે. આમ ચાલ્યા કરશે તો આપણે નિર્વીર્ય ને નિરાધાર બની જઇશું. ને ગુરુદેવ! તમે તો લાટમાં બેઠાં બેઠાં કૈં જાણતા નથી."

"શું?"

"જે પરધર્મી યવનોએ ભીમદેવ મહારાજના વખતમાં સોમનાથ લુંટ્યું હતુ તેઓ આગળ ને આગળ આવતા જાય છે. દરેક વર્ષે તેમની વાતો કાન પર વધારે ને વધારે અથડાતી જાય છે. આપણે માંહોમાંહ્ય લડશું તો પછી આપણું શું થશે? ગુરુદેવ! પાટણમાં એક ગાંડો જતિ આવ્યો હતો–ઘણાં વર્ષો પહેલાં. તેની એવી કહેતી ચાલે છે કે તે સદાય કહેતો કે બધા ધર્મ છોડી એક સ્વીકારો નહીં તો યવનો તમારો જીવ લેશે. મને પણ લાગે છે કે એકે ચક્રે કોઇ રાજા ભરતખંડ હાથ નહીં કરે તો આપણું સત્યાનાશ વળશે."

"ને તારા જયદેવને ચક્રવર્તી કરવા તું સોરઠ જાય છે" રેવાપાલે તિરસ્કારથી કહ્યું.

"જો તેણે મારું માન્યું હોત તો આજે થઇ ગયો હોત. પણ અમારા ગ્રહ મળતા નથી." કાકે કહ્યું.

"ત્યારે લાટને તું સ્વતંત્ર નહીં થવા દે" બ્રહ્માનંદે કહ્યું.

"મારું ચાલે તો નહીં."

"મેં શા માટે જતો કર્યો?" રેવાપાલ બબડ્યો.

"રેવાભાઇ! તમને હજુ વાત પુરી સમજાઈ નથી. તમે ધારો છો એવો હું સબલ નથી. આજે હું નહીં હોઉં તો શું? શું લાટ પરાધીનતામાં છુટી જશે? ભુલ છે. ગુરુદેવ! એકે ચક્રે તો પાટણજ રાજ કરવા સરજાયું છે—"

"કેમ જાણ્યું?" બ્રહ્માનંદે પુછ્યું.

"કારણકે વિધિએ તેને બળીઆનો પણ બળીઓ આપ્યો છે."

* અજમેરની પાસેનો પ્રદેશ.

## આ કોણ?

[અનુસંધાન પૃષ્ટ ૬૬ થી.]

આ બાળકોનું અને યુવાનોનું ટોળું શું કરતું હશે? આ ધુમાડો અને દુર્ગંધ કયાંથી આવે છે? આ મેઘના નાદ જેવો નાદ કયાંથી સુણાય છે? આ તો ભારતમાં કૈં નવું નવું ભાસે છે! આનું નામ કોને પુછું? હા પણ કેમ ભુલું છું કોઇને પુછવા ઉભો રહીશ તો આ દિવ્ય મૂર્તિ વીશે માહીની કયાંથી મેળવી શકીશ! માટે ચાલ એની પાછળજ જાઉં! એ જ્યાં જાય છે તે સ્થળ જોઇ પાછો આવીશ ત્યારે આ સર્વ કૌતુકો વીશે કોઇને પુછીશ, કે ભાઇ, આ ફડફડાટ ને ધડધડાટ શાનો છે?

આ દિવ્ય સુંદરી તો પ્રથમાનુસાર પ્રતિમંદિરમાં દૃષ્ટિ ફેંકતી આગળ વધતી જણાય છે! કયાં જશે? અહો! કૈં બોલતી પણ જણાય છે!

"પવિત્ર દેશ તારી આ દશા?"

"તમે કોણ છો સ્વર્ગની સુંદરી?"

"ભાઇ તારે એનું શું કામ છે?"

"હું આ દેશની અધોગતિ થવાનાં કારણો તમને નજરે દેખાડી શકીશ!"

"મહદ્ ઉપકાર થશે. મારું નામ દીપમાલિકા."

"દીપમાલિકા! ત્યારે મને કહો કે તમે આ મંદિરોમાં શું જોતાં ફરો છો!"

"હું તો મારા ભ્રાતા ધર્મ અને સત્યને પ્રતિવર્ષે મળવા આ લોકમાં આવું છું"

"તમારા ભાઇ ધર્મ અને સત્ય?" "હા"

"ત્યારે તમે લક્ષ્મી દેવીજ ને?"

"આટલું જાણુતા હો તો વિશેષ બોલતા નહીં!" "કેમ?"

"મારે મંદિરે મંદિરે ભટકવું પડશે!"

"પણ તમને લોકો દીપમાલિકા કેમ કહે છે? અને તમે આવી અંધારી રાત્રિએ કેમ આવ્યાં છો?"

"મારા વીર! હું વિષ્ણુની ધર્મપત્ની છું. આજે અમારા સ્વર્ગમાં દેવો મહોત્સવ મનાવતા હોવાથી ભગવાન ત્યાં પધારે છે! અને મારા ભાઈઓને મળવા હું આ લોકમાં આવું છું. તેમને પ્રતિમંદિરે શોધું છું. નારદમુનિ જેવા પાસેથી લોકોને મારા આગમનની ખબર લાગી જણાય છે! તેથીજ તેઓ નિજ ગૃહોમાં સત્ય અને ધર્મ મને દેખાડવા દીપમાળાઓ સળગાવે છે! પરસ્પર પ્રેમ રાખી સુસંપ દેખાડે છે! પણ હું જ્યાં મારા ભાઇઓને જોઉં છું ત્યાંજ સુખ અને સંપત્તિના પુષ્પોથી ગ્રથિત માળા લઇ જઇ મારા ભ્રાતાઓના રક્ષકને, તેના સાધુત્વ માટે, તે મળા અર્પું છું. મને તેથીજ દીપમાલિકા કહે છે!

# શેઠનું બચાવનામું

[ અનુસંધાન પૃષ્ઠ ૬૮ થી ]

ની થમણીમાં ગાબડું પાડી ઓછામાં ઓછા રૂપીઆ દસ લાખ પોતાના ગજવામાં ન ગોઠવે તો પોતે રુસ્તમ પહેલવાનના કુળનો નહી. આમ હોવાથી કોઇપણ પ્રસંગ ઉત્પન્ન થતાં તેનો પુરેપુરો લાભ લેવાને સોલીસીટર સાહેબ ચુકતા નહીં. આજે રાતે છોકરાઓને તેડી નાટક જોવા જવાનું હતું એટલે પોતે ઓફીસમાંથી વહેલા આવ્યા હતા અને જમી પરવારી છોકરાઓ કપડા પહેરતા હતા તે દરમીઆન પોતે ઇઝીચેર પર પગો ખાતા પડયા હતા. ઉપર જણાવેલી વાતચીત પુરી થતા, પોતાની મોટરમાં છોકરાને લઇને સોલીસીટર સાહેબ નાટક જોવાને ઉપડી ગયા.

* * *

"સાહેબજી, સેઠ, સાહેબજી," મોટરમાંથી ઉતરતાં અરપ દીઆરજી બોલ્યા "ટમે સેઠ! છેક અંદેરી વેર રેમીય ટઠી નકામો તાઇમ બબુજ ગયાય. (ઘડીઆળ કાઢીને) આ જોઓની, કલાક ટો મને આવટાજ થયો ટેતલોજ તાઇમ મને જટા થસે પછી હું બેસસ સું, વાટ સું કરસ. જોઓની, મે ટમુને કેતલીવાર કેહ્યુ કે ટમે મ બાઇમાં રહેટા હો ટો કેવું સારું દાય? ચાનો હવે બોલો સું છે?" ધરમથી શેઠના બંગલાના હોલમાં એક ઇઝીચેર પર પડતા અરપ દીઆરજી બોલ્યા.

"જુઓની શેઠ! મેં પેલી ટમને વાત કરી હતી તે પ્રમાણે થયું."

"કઇ વાટ?"

"આ કેમ પેલા રહેમુના બકરાની."

"કયા રહેમુના બકરાની?"

"કેમ એટલી વારમાં ભુલી ગયા!"

"ના—ના. ભુલી ટો સું જાઉં, પન ઘના દહાડા થયા એટલે યાદ નહી આવટું."

"નોટીસ આવી તે વખતે મેં બધીજ વાત કરેલી ને"

કાંયુ કપાયુ નમજી, વાતમાં બધુ કહાવી લઇશ એમ વિચાર કરી સોલીસીટરે કહ્યું. "અરે હા, પેલી બાબટ. હ વે કેની સુય"

"જુઓની આસરે મહીના ઉપર હું મુંબાઇમાં મારા નેપીઅનસી રોડવાળા બંગલામાં રહેતો હતો ત્યારે એક દહાડો ઘેર આવતાં આપણા પડોસી રહેમુનો બકરો સડક પર ઉભો હતો. મારું કે ધ્યાન ન રહ્યું અને છેક પાસે આવી લાગતા મારી નજર પડી. મેં ભુંગળું વગાડયું એટલે બકરો નાસવા લાગ્યો. પણ નાસી જાય તે પહેલા મારી મોટરનાં પૈડાં નીચે એ આવી ગયો. એના પર મોટર ફરી ગઇ અને પરિણામે બકરો છુ દઇ જઇ મરણવશ થયો. હો હો થઇ. રહેમુ વગેરે આવી પુગ્યા. મેં માફ માગી અને જોઇએ તો પાચ પચાસ આપવાનું પણ કહ્યું પણ એ રહેમુ કે માને? તમે જાણોજ છો કેની કે એ આપણો પડોસી હોવાથી એની સાથે જમીનની હદને લગતી વર્ષોં થયા તકરાર ચાલે છે અને તેથી વેર વાળવાનો આવો પ્રસંગ એ જતો કરે એમ નથી."

"વારુ જોઉં સમન્સ કાંય?"

કલાર્કે સમન્સ આપ્યો તે અરપ દીઆરજીએ લીધો ને સમન્સ સાથે આવેલી દાવા અરજીની નકલ વાચતાં ગંભીર મોઢું કરી અરપ દીઆરજી બોલ્યા. "ઠીક કયું એણે કે ક્રીમીનલ સ્ટેપ્સ (ફોજદારી પગલાં) નહીં લીધાં."

"આમાં શું ફોજદારી થાય?"

"બકરા જેવા બકરાનું ખુન કરો અને ફોજદારી ન દાય! (જરા વિચાર કરી)

કડાય એમ'ની -એ લોકોનો વિચાર હોય કે ડીવાનીમાં ડાવો સાબીટ કરી પછી ફોજદારી-માં કામ ચલાવવું જેથી સહેલું પદે."

"શું કહો છો!"

"આ મેં કેયું ટસ્ટો વરી. પન કૈં નહીં. ટમુને કૈં ગભરાવાનું કારન નથી. અમે બદા છીએ કેની."

"તમે બધા તો છોજ તોપણ-"

"પન સું વરી. જોઓની. આપન્ને તાઇમ ઘનોજ થોરો છે. પન કૈં નહીં. આપને નોટીસનો કૈં જવાબ આપીઓ નથી. આય તો શોર્ટ કોઝ (ટુંકા કજીઆ) ટરીકે આવસે. પહેલું ટો ધરમસી રવજીને બડલે ધરમસી રેવાજી લખ્યું ટેનોજ વાંદો ઉથાવીસું. પછી વરી ટમારી રીકનેસનું સર્ટીફીકેત રજુ કરીસું. એતલામાં વેકેસન આવસે એતલે સેજે બે મહીના નીકલી જસે અને પછી -છેલ્લે બચાવનામું રજુ કરી લોંગ કોઝમાં (લાંબા કજીઆમાં) લઇ જઇસું. ખરચ તો થસે, પન જોઓની દીવાનીમાંજ પડી જાય ટો પછી આપને માડે કોઇ જાટનું જોખમ ન રહે."

"બહુ સારું. તમને જેમ ઠીક લાગે તેમ કરો. પૈસા સામું કૈં જોવાની જરુર નથી. જ્યાં ત્યાં કામ ચોકકસ થવું જોઇએ. આપણી આબરુને ધોકો ન લાગે એટલે બસ છે."

"જોઓની, નહીંટર ટો કૈં લાંબો ખરચ કરવાની જરુર ન પદે. પન ફોજદારીનું લફરું ઉભું રહે એતલા સારુ આપને પાની પેલ્લાં પાલ બાંદી હોય ટો સારું. સમજન પરી કેની?"

"અરે હાસ્તો. ફોજદારીનું લફરું લટકતું ન રહેવું જોઇએ. ભલે પછી ગમે તેટલો પૈસો બેસે."

"ઠીક છે. ટારે. આય પેપર્સ (કાગળો) મને આપો. હું બદો બંદોબસ્ટ કરસ. ચાલો ટારે, સાહેબજી, બીજું કૈ કામ છે? હું હવે જવસ."

"અરે આટલી બધી દોડાદોડ શી? છેક અહીંઆં લગણ આવ્યા ને એમને એમ જવાય કે!"

"દોરાદોર! મારે કેતલું કામ છે તેની ટમુને ખબર છે? તન કલાયંતસને ટો હું બેસાદીને નીકલી નાહોય. બા મને કેમ પરવદે. વલી જોઓની ઘેર છોકરાંઓ વાત જોય ટ જુડી."

"બીજા તમારા કલાયન્ટ અને અમે તમારા કલાયન્ટ નહીં! શું શેઠ, તમે વાત કરો છો? હવે કલાક બે કલાકમાં તે તમારે શું ખાટુંમોળું થઇ જવાનું છે?"

"પન જોઓની, અમને ટમે વાનીઆ-ઓનું ખાવાનું કેમ ચાલે."

"કેમ ન ચાલે. મોટા શેઠ છતાં તમારા બાવા સાથે તો કટલીઓ વાર તમે અમારે ત્યાં જમી ગયા છો. તમારા બાવા કહેતા હતા કે તમે લોકો તો ઘણું ખરું ખીચડી ને ધાનસાકજ ખાઓ છો."

"એ ખરું. પન ટે વખટ જુદાં હટા અને હવે વખટ જુદાં છે."

"વારું એમજ હોયતો આપણે હાંદરે-થી તમારે સારુ ગઇ વખતની પેઠેમ ભાણું મંગાવીએ, પછી કૈં છે. મારા વિચાર તો તમે જાણોજ છો, હવે થોડું મોટા શેઠના જેવું છે."

"પન એટલી બધી ટસદી લેવાની જરુ-રટ સી છે? જોઓની, મારો તાઇમ નકામો જસે અને વની બીલ આવસે ટારે તમે બુમ મારસો."

"શું વાત કરો છો અરવિંદીઆરજી! તમારા જીવનની એક પાઇ સરખી પણ કોઇ દિવસ તોડી છે? બેસો બેસો—હવે, કપડા ઉતારી હળવા પડો. રામા! શેઠને સારુ રામબેરી આઇસ લઇ આવ."

"અરે રામબેરી નહી. સોડાજ મંગાવોની જરા......"

"સમજ્યો."

"પણ ઘેર વાત જાણે તેનુ કેમ."

"જેમ ઠીક લાગે તેમ કરો બાવા, વળી આનાકાની કરસ ટે? કહેસો કે ભાત ખાવ્ય ને ઘર પારકુ ગનેય"

અરવિંદીઆરજી કપડાં ઉતારી ઘરના થઇ ગયા; અને રામાએ સોડા વગેરે આણી આપ્યું તે લઇ ગપ્પાં ટપ્પાં મારવા લાગ્યા; બપોરે ભાણું જમી સૂઇ ગયા અને પછી ચા નાસ્તો લઇ સવારના આઠ વાગ્યાના નીકળ્યા' સાંજે પાંચ વાગે ઘેર પહોંચ્યાં. અને ડાયરીમાં ૯ કલાકની અસીલને હાજરી આપી એમ નોંધ કરી. દિવસની કમાણી નક્કી કરી નાખી.

* * *

આજે ધરમશીનું 'બચાવનામું' નક્કી કરવા બારીસ્ટરોની કોન્ફરન્સ છે. મનો ઘણા મહત્વના હોવાથી ચર્ચામાં ઘણો વખત જવાનો સંભવ હતો તેથી રવિવારનો દિવસ પસંદ કરી બારીસ્ટરોને ખાસ ફી આપી નામદાર એડવોકેટ જનરલને બંગલે મળવાનું રાખ્યું હતું. સવારના નવ વાગ્યા એટલે એક પછી એક મોટરમાં બારીસ્ટરો આવવા લાગ્યા. મી૦ બ્રાઉન, મી૦ ટોમસન, મી૦ હાજી, મી૦ કાજી, મી૦ ઉંદરાજી, મી૦ ઘોડાજી વગેરે પોણો ડઝન બારીસ્ટરો એકઠા થઇ, બહાર ગેલરીમાં નાખેલા ટેબલ આસપાસ ખુરશી પર ગોઠવાઇ જઇ હસતા હસતા ટોળટપ્પા મારવા લાગ્યા. નવ વાગાનો વખત હતો ને સાડા



નીશાની મેં મળી ઉઠી

નવ થયા તોપણ શેઠ કે અરવિંદીઆરજી કોઇ જણાયા નહીં. બારીસ્ટરો ઉંચા નીચા થવા લાગ્યા, પણ વખત પોતાના લાભમાંજ જાય છે એમ વિચાર કરી મનોમન માનવા લાગ્યા. આખ તણાઇ તણાઇ આખરે એક મોટર આવી. બારીસ્ટરો બધા ગંભીર ચહેરા કરી હાજર થઇ ગયા. મોટરમાંથી શેઠ ધરમશી અને

મરણ વહેલું નીપજતા એના પાલણ પોષણ અર્થે કરવા પડતા ખર્ચમાં ઉગારો થયો છે. સદરહુ ઉગારાનો હીસાબ ઉગારાની રકમ કરી વાદીએ કરેલા દાવાની રકમમાંથી બાદ કરવી જોઈએ. ઉપરાંત બકરાને વાદી લઈ ગયો હતો અને એનું મુડદું કસાઈને વેચ્યું માટે તેના વેચાણના નાણાંની રકમ પણ સદરહુ દાવાની રકમમાંથી બાદ કરવી જોઈએ.

## સામો દાવો

પ્રતિવાદી વધુ જણાવે છે કે –

૧૦ વાદીની હકીકત ખરી હોય તો તેથી પ્રતિવાદીને ભારે નુકસાન થયું છે. સદરહુ બકરાને બચાવવા જતાં પ્રતિવાદીની મોટર વાદીના કંપાઉન્ડની દીવાલ સાથે અથડાઈ હતી અને તેથી તેને ભારે નુકસાન પહોંચ્યું હતું. તેથી તેના સમારકામને સારુ ભારે ખરચ કરવો પડ્યો હતો જેને લગતું રીપેર કરનાર કંપનીનું બીલ આ સાથે જોડ્યું છે (નીશાની ક વાળો કાગળ)

૧૧ પ્રતિવાદી વધુ જણાવે છે કે – ઉપરાંત મોટરના ઉપયોગનો લાભ પ્રતિવાદી લઈ શક્યો ન હતો અને તેથી તેને ભાડાની ગાડીમાં ફરવું પડ્યું હતું અને પરિણામે તેને ઘણો ખરચ અને ભારે અગવડ વેઠવી પડી હતી. અને એકવાર અકસ્માત થતાં તે મરતો મરતો બચ્યો હતો. તેને પરિણામે તેને દેખક લાગી હતી જેથી તેને પંદર દિવસ સુધી ડાક્ટરની દવા ખાવી પડી હતી. ડાક્ટરનું સર્ટીફીકેટ તથા બીલ આ સાથે જોડ્યાં છે. (નીશાની ખ અને ગ વાળા કાગળો)

૧૨ પ્રતિવાદી વધુ જણાવે છે કે—ઉપરાંત ભાડાની ગાડીમાં ફરવાથી તેની આબરૂને ધક્કો પહોંચ્યો છે. તેને પરિણામે પ્રતિવાદીને નેશનલ બેંક ઉપર લખેલો એક ચેક સ્વીકારાયો નહીં. સદરહુ ચેકનું ખોખું આ સાથે જોડ્યું છે. (નીશાની ઘ વાળો કાગળ)

૧૩ પ્રતિવાદી વધુ જણાવે છે કે:—ઉપરાંત બકરાનું લોહી મોટરને લાગતાં તે અપવિત્ર થઈ છે. અને તેને લીધે પ્રતિવાદી પણ અપવિત્ર થયો.

૧૪ પ્રતિવાદી વધુ જણાવે છે કે પ્રતિવાદી વૈષ્ણવ હોવાથી તે તેમાં બેસી શકે નહીં. આ કારણે સર મોટરને ભારે નુકસાની ખમીને લીલામથી વેચી નાખવી પડી છે, જેને લગતું લીલામવાળાનું બીલ (નીશાની ચ તરીકે આ સાથે જોડ્યું છે).

૧૪ પ્રતિવાદી વધુમાં જણાવે છે કે:— વળી પ્રતિવાદીને ઘેર જઈ સ્નાન કરવું પડ્યું એટલું જ નહીં પણ તેને પ્રાયશ્ચિત કરી બ્રહ્મભોજન કરાવવું પડ્યું, જેને લગતા ખરચનો આંકડો નીશાની છ તરીકે આ સાથે જોડ્યો છે.

૧૫ પ્રતિવાદી વધુમાં જણાવે છે કે:— વળી પ્રાયશ્ચિતને અંગે પ્રતિવાદીને મુછ મુંડાવવી પડેલી તેથી એના સૌંદર્યમાં હાનિ થવાથી જે કારણસર એક ખાનગી સ્થળે પ્રતિવાદીને અપમાન પણ સહન કરવું પડેલું અને પરિણામે પ્રતિવાદીને ઘણા દિવસ સુધી ઘર બહાર રહેવું પડ્યું જેથી એને ઘણું દુઃખ અને નુકસાન વેઠવું પડ્યું છે. પ્રતિવાદીની મુછ વગરની છબી આ સાથે નીશાની જ તરીકે જોડેલી છે.

૧૬ પ્રતિવાદી વધુમાં જણાવે છે કે:— આ બધી અગવડ અને અપમાનને લીધે પ્રતિવાદીને ભારે નુકસાન થયું છે જેનો આંકડો તે ઓછામાં ઓછો રૂપીઆ ૫૦૦૦૦ અંકે પચાસ હજારનો મુકે છે.

૧૭ પ્રતિવાદી વધુમાં જણાવે છે કેઃ—છેવટે નામદાર કોર્ટને પ્રતિવાદી અરજ કરે છે કે આ દાવો એના ઉપર વેર લેવા અને નાહક હેરાન કરવાની ખાતર એના પર માંડવામાં આવ્યો છે. અને તેથી તે ખરચ સાથે કાઢી નાખવો અને પ્રતિવાદીને થયલા નુકસાન બદલ વાદી ઉપર રુપીઆ પચાસ હજારનું હુકમનામું કરી આપવું.

૧૮ જે દસ્તાવેજો પર પ્રતિવાદી આધાર રાખે છે તેની યાદી આ સાથે જોડવામાં આવી છે.

ખરડો કરનાર.
અસ્પંદીઆરજી અને કંપની.
ચોકસ કરનાર,
મી૦ રોબીનસન.

હું ધરમશી રવજી અંધેરીનો ભાટીઆ હીંદુ રહેવાસી મીલકતદાર સોગનપર એ કરાર કરું છું કે ઉપર જે લખ્યું છે તે મારા જાણવા અને માનવા પ્રમાણે ખરું છે.

મારી રુબરુ એ કરાર કર્યો છે.

ધરમશી રવજી.

આજ તા૦ ૧ લી માર્ચ,
એ. ડી સોઝા,
કમીશનર.

## રસિકડાં સદૈવ એવું ન્હાય



લેખકઃ
રા. પરિમલ

જીવન સઘળે રસથી રેલાય
રસિકડાં સદૈવ એવું ન્હાય.

ખાન પાન કે ગાન તાન
આરામ રસે ઉભરાય,
કર્મ જ્ઞાન વા ધર્મ ધ્યાન
રસ સાર ભૂત સમજાય,
જીવન સઘળે રસથી રેલાય
રસિકડાં સદૈવ એવું ન્હાય.

નવરસ બસ રસલ્હાણ
આતમ સંતોષ લગણ લુટાય,
સુમગ મૃત્યુ યે રસદ રસિકનું
વિશ્વ મહીં વખણાય,
જીવન સઘળે રસથી રેલાય
રસિકડાં સદૈવ એવું ન્હાય.

# સૌભાગ્ય સુંદરી

[ અનુસંધાન પૃષ્ઠ ૭૨ થી ]

## મંગળાચરણ

જ્યારે ઉપલો સંવાદ ચાલી રહ્યો હતો ત્યારે,—લાગતું હતું અને હવે તમારો વધુ વખત રોકયા વિના, તે દિવસે અમારા પ્રવેશો એક પછી એક કેમ ભજવાયા તેનો રસીલો હેવાલ અહીં રજુ કરું છું. પેલની શરૂઆતનો ટાઈમ તો ક્યારનો થઈ ગયો હતો પણ ઓરકેસ્ટ્રા જરા 'હીંક' બરાબર ત્યાં સુધી અમે વાટ જોઈ. આખરે રાખવાને હુકમ થતાં તેણે ત્રીજી ઘંટડી લેસબેર બજાવી ને ઉપર બેઠેલા અરીસુ મહમદ મીઆંએ જરા ધ્રુજતે હાથે પણ પૂરા ભેદમાંથી ડ્રોપસીન ઉપાડયો. સૂત્રધાર ને નટીએ—

"ગણપતિ હો સુખ,
સંપૂર્ણ ..... તું ... દે"—

એ મંગળાચરણનું ગાયન શરૂ થયું. સૂત્રધારનો પાઠ એક શુખડીઆરસ ઉસ્તાદને પકડી આણી આપ્યો હતો—એવી મકસદથી કે પછીના સીનો ગોઠવતાં વાર લાગે તો એ બે ચાર ઉસ્તાદી ચીજ સુણાવી પ્રેક્ષકોને ખુશ ને રોકાયલા રાખે. અને એ પેરવી બહુ કામ લાગી ઉસ્તાદે મંગળાચરણ બાદ નટીના અતિ આગ્રહ



સીપાઈ ને સુંદરીનો બાપ નાસી ગયા

ને વશ થઈને બે ત્રણ ઉસ્તાદી ગાયન ગાયાં ન હોત તો ભુવનેશ્વરી માતાના મેળાવાળો બીજો પ્રવેશ અધુરા પાત્રો સાથે ઉપડત. પણ બરાબર વખત મળવાથી અમે એ પ્રવેશ આબાદ ગોઠવી શક્યા. મેળાના આબેહુબ દેખાવથી પ્રેક્ષકો છક થયા. ઘણાને એમ લાગ્યું કે નાટકમાના ફેરીઆઓ અસલ ફેરીઆ કરતા પણ

સરસ રીતે પોતાનો પાર્ટ ભજવે છે. અને તેમ લાગે એમાં નવાઈ શી? પાવલી પાવલી ચાંપીને નાટકશાળા બહારના ચેવડાવાળા, ગંડેરીવાળા ને પાનવાળાને અમે પકડી આણ્યા હતા. તેમનો પચરંગી પોકારો ચાલતા હતા ત્યાં હું અને કાનીઓ સૌભાગ્ય ને માધવ તરીકે સ્ટેજ પર બહાર પડ્યા. મી૦ બાપુલાલ ને મોહન લાલાજીને તેમના સૌથી વધુ જાહોજલાલીના વખતમાં પણ નહીં પડી હોય તેટલી તાલીઓ અમને તે દિવસે પડી. અમારું કામ અમે ચલાવ્યું ત્યાં સુંદરી અને તેની સાહેલીઓએ ગરબો ઉપાડ્યો. પણ...પણ...યા પરવરદીગાર ! આ શું ? ઓડીઅન્સને કાને કોઇક અનેરું જ સંગીત અથડાઇ રહ્યું હતું:

ચાલો સાહે ... ચીવડા મસાલે ... ભુવને ...
સહુ મળીને દરશન ... જોર ગરમ ...
દુઃખહર ... લાલલાલ ગુલાબી...નારી ...

આ છબરડો અટકાવવા અમે ફેરીઆઓ સામી આંખો કાઢી, 'શ-શ-શ' કર્યું, મુક્કીઓ બતાવી, પાંસળામાં આંગળાં પણ ભોંક્યાં; પણ એ તો એવા અજબ ગેલમાં આવેલા કે વધુ વધુ બુલંદ અવાજે પોતપોતાની સ્વાદિષ્ટ વાનીઓના પોકાર કરવા લાગ્યા. તેમનો અવાજ ડુબાડી દેવા સુંદરી ને સાહેલીઓએ વધુ ઉંચે સાદે ગાવા માંડ્યું તેમ તેમ ર્સે ચડેલા ફેરીઆઓની બાંગ જોર ખીલવા લાગી. પાંચ સાત મીનીટ એ અદ્દભુત સુરાવટવાળું ગાયન ગવાયા પછી આખરે વીંગમાંથી ગધુરીઓ ને બીજા માણસો ગોઠણભર રહી, કોઇ દેખે નહીં માટે કાળાં કપડાં ઓઢી, એ તાને ચડેલા ઉલ્લુઓને એક પછી એક અંદર ઘસડી ગયા એટલે ગરબો તેના અસલ મધુરા

રૂપમાં આખા થીએટરમાં ગાજી રહ્યો, ને ચાર વખત વન્સમોર થયો

પછી હાથી આવ્યો 'ઓ.. .હો.. હો......" એવું કંઈક ઓડીઅન્સમાંથી સંભળાયું. પીટમાંથી સીસોટીઓ થઈ. સુંદરી ગભરાઈ, ચમકી, ને સાહેલીઓના હાથમાં બેભાન થઈ પડી. મોકવણ તો એવી હતી કે હાથીએ એક વીંગમાંથી નીકળી સામી વીંગમાં સીધા પેસી જવું પણ અફસોસ' તળીઓના અવાજથી મુંઝાઈ ગયો હોય તેમ એ સ્ટેજની વચ્ચોવચ્ચ આવી ગોળ ચાઈ પણ કરતો નીચે પડ્યો. એક રમકડાવાળો ને તેનાં કાગળનાં રમકડાં તેની નીચે ચગદાઈ ગયાં.

"મારો ઠાર, ઠાનીઆ" મેં ધીમે રહીને કહ્યું.

તેણે મને ઝાણી માગી જવાબ વાળ્યો

"તલવાર કાઢ તલવાર"

હું તેની યુક્તિ તો બરાબર સમજ્યો નહીં, પણ ઝટપટ ધ તામે થયો બધુ પળમાં બની ગયું. હાથીનું પડવું ને શમશેરનું હલવું બેઉ સાથેજ બન્યાં આમ છતાં—એ પ્રથમ પ્રવેશ મશ્કરી થઈ જતી હતી પણ સારું થયું કે ઓડીઅન્સ તો એમજ સમજ્યું કે ગાંડા હાથીને પરાક્રમી સૌભાગ્યની તાળી તરવારે જેર કરીને સુંદરીને ઉગારી લીધી. "સાબાશ! જેવો! કમ છે!!" એવા ઉદ્ગાર વાતાવરણ ભેદી રહ્યા એ ઘોંઘાટમાં પણ મેં, હાથીના શીંગ લીધેલા નાના છોકરાઓની ઝીણી ચીસાચીસ "ઓ મુઆ! માર્યો! બાપરે! મુગો મર" સાંભળી. પણ એનાં કીસ્મત પર એને છોડીને તરતજ સાહેલીઓના હાથમાંની બેભાન સુંદરીને ઉંચકી લેવા માટે દોડવું પડ્યું. તેને લીધી, સચેતન કરી, ને તેણે પેલું અતિ લોકપ્રિય, પોતાના સુલલિત લાવણ્યથી મસ્તભાન ભુલાવનારું ગાયન "બાગ મનમ તનમાં ભર્યો છે હર્યો છે......" લલકાર્યું. જોડીઆ—અમારી સુંદરી—તો કંઈ કંઈક રાક્ષસી છે પણ હાર્મોનીઅમ માસ્તરે પોતાની ચાલાકીથી તેની અસર વરતાવા દીધી નહીં. સુંદરીના લટકામટકાથી પણ પ્રસંગને ઠીક મદદ મળી એટલે બીજો પ્રવેશ પણ પ્રભુ કૃપાથી નિર્વિઘ્ને પાર પડ્યો.

સુંદરીની સાવકી મા ને ગોવઝુમાવાળો ત્રીજો પ્રવેશ પણ ઠીક ગમ્મત સાથે પસાર થતા બાદ

પ્રવેશ ચોથો—

ને દેખાવ જેમાં સૌભાગ્ય ગવૈયાનો વેશ લઈ સુંદરીને મળવા જાય છે, એનો આરંભ થયો. કંઈક નવું કરી બતાવવાનું ઘેનુ અમને લાગ્યું હતું એટલે આ પ્રવેશમાં, "પાપી પપૈયા પિયુ પિયુ બોલે" એમ ગાતી સુંદરીને, મહેલના ઓરડાને બદલે અટારી પર, રોમીઓ જુલીઅટની માફક, ગોઠવી હતી એ એમ જ બની હોય ત્યાં હું રોમીઓની પેઠે સીડી પરથી ચઢી તેને મળું એમ તજવીજ કરી હતી સુંદર અટારીને અડકીને ને મુકેલી ઓગબજરમાંથી આણેલી વારીસુંખી સીડી દર પગે પ્રેક્ષકોનાં ચિત્ત આકર્ષી રહી હતી ત્યાં હું પહેલા ગવૈયો બની આવ્યો ને પછી દાઢી કાઢી નાખી સૌભાગ્ય સુંદરીને પ્રકટ થયો. "ઓ નાથ નટવર! આવો અટારીથી." સુંદરીએ હાથ લંબાવી ઉદ્ગાર કાઢ્યો. મારે જવાબમાં કહેવાનું તે બહુ સહેલું હતું છતાં એ અભાગણી પળે હું ભુલી ગયો. મધુ બનવાનો વખત આવત પણ અચાનક એક ઉપાય સુઝયો. રોમીઓ જુલીઅટ નાટકની કોલેજમાં ગોખેલી આખી સીનની પંક્તિઓ અજબ સચોટતાથી બોલવા તરવરવા લાગી એટલે મેં

ખળભળાટ શરુ થયો. પણ જોડીઆંએ વધુવધુ લટકામટકા કરવા માંડયા, આંખો મારી, ચેષ્ટાઓ કરી ને લટકતી ચાલે ચાલી પ્રેક્ષકોનાં મન એવાં તો હરી લીધાં કે અમારી અજાયબી વચ્ચે એન્કોર થયો. સાત વખત એ ગાયન ગવાયું.

હવે સુંદરીનાં માબાપની દોડધામવાળો સીન આવવાનો હતો એટલે અમે ઇસારાથી મહંમદને પડદો પાડવાનું કહ્યું. તેણે સામો ઇસારો કર્યો તેનો અર્થ એવો હતો કે "દારુ પડદામાં ભરાઇ ગયું છે. હાંકયે રાખો". ઓ તેરીકી! હવે શું કરવું? આ સીન આમને આમ કયાં લગી ચાલશે? હાર્મોનીઅમ તો ચાલુજ હતું. આખરે બીજો ઉપાય નહી હોવાથી મેં કહ્યું. "પ્રિયા સુંદરી! ચાલ આપણે નૃત્ય કરીએ." "જેવી તમારી ઇચ્છા, પ્રીતમ!" તેણે મારા ખભા પર ડોકું નાંખી આંખ મારી કહ્યું. અસલના આર્યાવર્તમાં પુરુષો તાંડવ અને સ્ત્રીઓ લાત્સ્ય નૃત્ય કરતી. એ પ્રાચીન પરંપરાને અર્વાચીન રૂપ આપીને આજે અમે, ઓડીઅન્સની ભારે હસાહસ અને રમુજ વચ્ચે, પોલ્કા, નીઝ, વનસ્ટેપ, ફોક્સટ્રૉટ–એમ જાત જાતના ઇંગ્લીશ સ્પેનીશ ને ચાઇનીઝ ડાન્સની શરુઆત કરી. નાચતાં નાચતાં જોડીઆએ પુછ્યું: "ગંડેરી તો નહીં પડે?" મે કહ્યું "કાનીઓ પીટમાં છે. ને આમ જોતો નથી? ઓરચેસ્ટ્રા બધું પુર આનંદમાં છે–હસીહસીને ઉથલાઇ પડે છે. હવે તો ગમેતેમ કરીને પાર ઉતરવું." હાર્મોનીઅમ માસ્તરને તબલચી પણ લહેરમાં આવી ગયા. તેમણે પણ ઇગ્લીશ રાગો વગાડી સુરની મીલાવટ જમાવી. ડાન્સ બરાબર જામ્યા. બીજા ડાન્સ નાચી રહી અમે પ્રખ્યાત રશીઅન બેલેટની તૈયારી—અહાહા! દેશી પોષાકમાં રશીઅન બેલેટ!—કરતા હતા ત્યાં—

એનું સત્યાનાશ જાય એનું!" મહમદનો પડદો સાજો થયો ને એ સર્રર્રર્ કરતો એકાએક સ્ટેજ પર ઉતર્યો એટલે તેની જમણી બાજુ સુંદરી ને આગળી બાજુ હું રહી ગયાં! સસલાની માફક દોડી હું તો ગીંગમા ભરાઈ ગયો પણ ઓડીઅન્સે હોહા કરી એન્કોર કર્યો એટલે ઇંગ્લીશ સ્ટાઈલ પ્રમાણે નમીને અમે તેનો સત્કાર કર્યો. પડદો પાછો ઉચકાયો અને અમારો સ્ગીઅન બેલેટ નવ વાર વન્સમોર થયો.

નવમો પ્રવેશ—જંગલ

જંગલનો સીન અમે આબેહુબ ગોઠવ્યો હતો. બહુ અનુભવ નહીં છતાં અમારા રાયજી મીસ્ત્રીએ તેને બને તેટલો બીહામણો બનાવવામાં કશી કચાશ રાખી નહોતી.

કાનીઓ હજી પીટમાંજ રેકજક કરતો હતો પણ આ સીનમાં માધવની જરૂર હોવાથી અમે કાનીઆની જગાએ એક શીખાઉ છોકરાને તેના કપડાં પહેરાવી માધવ તરીકે તૈયાર કરી દીધો. તે સુંદરી અને હું અત્યંત થાકેલા હોઈએ તેવા જંગલમાં આવી પહોંચ્યા. મુંબાઈની કોઈ પણ ફેશનેબલ બાનુને કોરે મુકે તેવી અદ્ભુત છટાથી બેભાન બનવાનો અભિનય જેઠીઆએ કર્યો. સુંદરી અચેતન બની મારા ખોળામાં સુઈ ગઈ એટલે "માધવ, જરા પાણી લાવજો—આટલામાં ક્યાંક ઝરો હશે. શોધી કાઢ" કહી મેં તેને પાણી લેવા મોકલ્યો. તે ગયો એટલે "સુંદરી! સુંદરી! ઉભી થા. સુકુમાર બાળા! કાંચન કાયા! તારા પર આ દુઃખ મારે લીધે આવી પડ્યું. આહ!" એ બાલ્યું, મી૦ બાપુલાલ પણ હાતમાં આગળ પડે એવી એકટીંગ સાથે મેં ગાજ્યું. એ પુરુ થયુ પણ માધવ આવ્યો નહીં. એ કમબખ્ત ગયો ક્યાં! એ વખતસર નહીં આવે તો આવો અચ્છો કરુણરસિક પ્રવેશ મારી જશે. શું કરવું એ મને સુઝતું નહોતું. મેં ઓડીઅન્સ સામું જોયું એ તરફ મારી ઉડતી નજર ફરતી હતી ત્યાં એકદમ મને એક ફાંકડો વિચાર સ્ફુરી આવ્યો કે હિંદમાં સુશિક્ષિત જનો ભુજ છે ને તેમાંએ ગુર્જર સાહિત્ય-રસિકો તો બહુજ થોડા. ત્યારે એ પરિસ્થિતિનો લાભ કેમ ન લેવો! આ વિચારો વીજળીના વેગે મગજમાંથી પસાર થઈ ગયા ને મેં 'સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમાંની

પ્રિયા મૂર્છાથી છુટી થા
પ્રિયા ખોળેથી બેઠી થા

એ કવિતા લલકારવા માંડી. જ્યાં જ્યાં 'કુમુદ' હતું ત્યાં 'સુંદરી' મુકી હંકાર્યું. માધવના વિલંબ વીષેની મારી ચિંતા કરુણ-રસરૂપે મારા રાગમાં મદદગાર થઈ પડી. ગાયનની ગંભીરતા સર્વત્ર છવાઈ રહી ભારી અસર જામી રહી હતી ત્યાં, મારા ગભરાટ વચ્ચે, હાથે હાંડો લઈ પેલો નવીન માધવ લટકાળી ચાલે સ્ટેજ પર ચાલ્યો આવ્યો હું ને સુંદરી બેઉ ઉભા થઈ ગયા.

"માધવ, ક્યાં લાગ્યો આટલો વિલંબ?" મેં રોફમાં હાવભાવથી પુછ્યું.

"શું કરું બાદશાહ! પાણી તો કાનજી-ભાઈની ઓરડીમાં જો ત્યાં નો'તું. તમારી ઓરડીમાં જોયું ત્યાંએ નો'તું (સુંદરી બતાવી) આ જેઠાલાલની ઓરડી આટલી ભપકાદાર શણગારેલી ને શોભીતી પણ ત્યાં પાણીનું તો ટીપું એ મળે નહીં. પછી તો શેવટ રામોશી ભૈયાનો લોટો માગીને પાડેના કુવામાંથી ભરી આવ્યો, સાબ."

મને ચક્કર આવવા માંડ્યા "ગધ્ધો નહીં તો!" એટલુંજ હું બોલી શક્યો. થીએટરમાં ધુમ હસાહસ ચાલી. છેવટ લગી જેમ તેમ સાચવી રાખેલો મારો ટ્રેજીક સીન

અંતે મારો ગયો, એટલામાં સુંદરીનો બાપ સુંદરસેન લશ્કર લઇ આવી પહોંચ્યો. મુળ ખેલમાં એ વખતે સૌભાગ્ય સુંદરીને સાચવે છે ને માધવ તલવાર ખેંચી લડે છે પણ આ ધોવેલા મુળા જેવો માધવ તો માથે હાંડા સાથે બાઘાચકવા જેવો બનીને બધું જોયા કરતો હતો એટલે મારેજ મેદાને ઉતરવું પડ્યું. પરાજય થયો. અમે ત્રણે કેદ પકડાયાં. માધવ કેદ થતાં થતાં, એક સીપાઇને સુંદરીનો બાપ નાહી ગયા. હાંડો ગબડી પડ્યો. ગબડતો ગબડતો ઓરચેસ્ટ્રા લગી પહોંચ્યો. સ્ટેજ પર કરુણ ને વીર રસ હોવા છતાં ઓડીઅન્સમાં તો હાસ્યનોજ આદુર્ભાવ થતો જણાયો. એટલામાં...ચક્રવર્તી મહારાજા ચતુરસિંહ ચડી આવ્યો ને પેલા નાના રાજાને તથા અમને સઘળાને પકડીને ઉપાડી ગયો. આ રીતે પહેલો અંક સમાપ્ત થયો.

### અંક બીજો

અંક પડયા પછી કાનીઓ મારી પાસે આવ્યો ને કહ્યું "ફર્સ્ટ નંબર ભલે થયા. ઓડીઅન્સ લહેરમાં છે. નાટક તો ઘણાં થાય છે પણ નાટકવાળાનું નાટક જોવાનો અલભ્ય લાભ તેને આજે મળ્યો એટલે તે ખુશખુશ છે."

"પણ કાનીઆ, હવે કેમ કરશું ? મને તો કંઇ યાદ નથી. ચોપડી પણ પેલા ધુતારા ડાયરેક્ટર પાસે રહી ગઇ. અત્યાર સુધીનું તો કંઇ કંઇ યાદ હતું. પણ હવે તો બધુંજ ગુમ! થશે શું ?"

"અરે એ તો એમને એમ હાંકયે રાખવાનું. જો હું તને કહી જાઉં" આમ કહેતાં તેણે મુળ નાટકનો બાકીનો સાર થોડો બરાબર ને થોડો અદ્ધર ફેંકતાં ફેંકતાં મને સમજાવ્યો. "કેમ ખરું કે નહીં ! આ અંક તો એ પ્રમાણે ને ત્રીજામાં દેખ લેંગે !" એટલામાં ડ્રોપસીન ઉપડ્યો.

### તખ્ત જોડે ઝુંબેશ

દરબારનો ઝગઝગતો સીન દેખાયો. અમારો મહારાજા અસલ નાટકના એ એકટર મહુંમ દયાશંકર વસનજી જેવોજ ભરાવદાર ને દમામદાર હતો ને વળી પેલીઓને લીધે ખરા ચક્રવર્તી રાજા જેવો લાગતો હતો. ઓડીઅન્સ એક ચિત્તે આ દૃશ્ય નીહાળતું હતું, અમે પણ અમારા રાજાજીના દબદબાથી મગરુર બની રહ્યા હતા ત્યાં રાજાજીનું તખ્ત કચુડ કચુડ બોલવા માંડ્યું.

"શું થયું ? ધરતીકંપ ?" કાનીઆએ ડગી રહેલું તખ્ત જોઇને મારા કાનમાં કહ્યું.

"ના, ના એ તો રાજા મારો ને સુંદરીનો હસ્તમેળાપ કરવા ઉઠવા જાય છે પણ ઉઠાતું નથી."

"કેમ શું થયું છે ?"

"જોને, મને લાગે છે એ સલવાઇ ગયા. રામજી મીસ્ત્રીએ તખ્ત બનાવતી વખતે એમના શરીરનો ઘેરાવ ધ્યાનમાં નહીં રાખ્યો હોય એમ લાગે છે. બેસતી વખતે પણ રાજાજી જેમ તેમ કરીને દબાતા દબાતાં તખ્તમાં ઠસ્યા હતા."

કાનીઓ આ ખુલાસો ફાટી આંખે સાંભળી રહ્યો હતો તે દરમીઆન તખ્તના પાશમાંથી છુટવાના નિષ્ફળ પ્રયાસો ચાલુજ હતા. તખ્ત હચમચે, આમ ખસે, તેમ ખસે. આઘું જાય, પાછું થાય પણ મહારાજાને છોડે નહીં. આ જોઇ એક બે બેશરમ દરબારીઓ હસવા લાગ્યા હતા તેમને તો અમે ડોળા કકડાવી મુંગા કર્યાં પણ ખડખડાટ હસીને ગમ્મત મેળવતા પ્રેક્ષકોને કોણ અટકાવે? અંતે, હારેલા રાજાએ તખ્ત સાથેની ઝુંબેશ બંધ કરી. ને મને બંદીજ રાજ્યમોરને અમારો હથેવાળો મેળવી રાખવાની આજ્ઞા કરવાનું ડહાપણ વાપર્યું, ત્યારેજ આમલો કંઇક સુધર્યો. ને ત્યાર પછી તો તુરત

માણુ આઈ બીકાનીરસે
તરકારી લે લો

એ ઉસ્તાદી ચીજ નાચ સાથે ગાવામાં આવી એટલે એનું સાતેક વાર વન્સમોર થયું, ને એ પ્રવેશ પુરો થયો.

ત્યાર પછીનો એક પ્રવેશ તો ઠીક પસાર થયો.

વાત શાને કરો છો આજ કેડું રે કામ
જેવે રાખે શ્રી રામ કરે રક્ષણ ઘનશ્યામ
તેનું વાંક થાય કેનું નામ?—

એ ગાયન પર ઘણા ફીદા થઇ ગયા. પણ ત્રીજો પ્રવેશ શરૂ કરવા માટે હું સ્ટેજ પર જાઉં છું ત્યાં તો—ઓ જાન! 'પહેરી ચોળી' વાળા સીન માટે સુંદરીના ઘરને બદલે એક અંધારી કોટડીમાં ખુરશી મુકી બની એવો સીન ગોઠવાયો હતો એ પણ રામજી મીસ્ત્રીનું પરાક્રમ નંબર ૨! મનમાં ને મનમાં તેને પાંચપચાસ ચોપડી, ને ત્યાં એ હાજર હોત તો તેનો વાંસો પણ ઓખરો કરત. થોડી વાર તો હાથપગ પછાડવા પડ્યા. પડદો ક્યારનો ઉંચકાઇ ગયો હતો, દરેક પળ અમૂલ્ય હતી. ઓડીઅન્સમાંથી સીસોટીઓ, ને કીકીઆરીઓ વધતી જતી હતી. ઘુમી રહેલા માથાને બે હાથ વચ્ચે દાબી રાખીને મે ઝંપલાવ્યું, સ્ટેજ પર રજુ થયો ને ખુરશી પર બેસીને 'હેમ્લેટ'નું

"To be or not to be that is the question"
Whether 'tis nobler in the mind to suffer
The slings and arrows of outrageous fortune
Or to take arms against a sea of troubles
And by opposing end them.......

એ પંક્તિઓનો તરજુમો બનાવીને કહેવા માગ્યો. વાચક! અજાયબ થતા નહીં; વિચારો, ખુદ "સૌભાગ્ય સુંદરી" તો 'ઓથેલો' પરથી છે જ. ઘણા ગુજરાતી નાટકકારો મશહુર બંગકવિ દ્વિજેન્દ્રનાથ રાય પરથી તફડંચી કરે છે. ને દ્વિજેન્દ્રબાબુ પોતે પણ કોઇ કોઇ વાર મોલીઅર કે શેક્સપીઅરમાંથી પ્રેરણા પ્રાપ્ત કરે છે આમ બધાનાં મુળ તો મહાગુરૂ શેક્સપીઅર પાસેજ પહોંચે છે, તો પછી અણીને વખતે, લાજ જતી અટકાવવાને મે એ મહાગુરૂને મભાવી તેમાં ખોટુ શું? મારી અગાધ વાક્છટાથી શ્રોતાઓ એવા વશ થઇ ગયા કે એ આખું પ્રસ્તુત છે કે નહીં તે સવાલજ તેમના ભેજામાં આવી શક્યો નહીં એ પુરૂ થતાં, રીસ્ટ વોચમાં જોઇ, "ચાલો દસ થઇ ગયા. પ્રિયા જમવાની વાટ જોતી હશે" કહેતો હું ઉઠ્યો ને અંદર જઇને જોઉં છું તો જેઠીઓ સુંદરીના પોશાકમાં પણ વીગને બદલે બાબરીવાળા માથા સહિત બીડી ફુંકતો આમથી તેમ ઘુમ્યા કરતો હતો.

"શું થયું, જેઠીઆ! કે બોલાયું! જલદી કર હો, તારો હવે પાર્ટ આવે છે"

"શું પાર્ટ આવે કપાળ?" કહીને તેણે માથે હાથ પછાડ્યો ને હાંફતો હાંફતો ખુરશી પર બેઠો. "મારી વીગ ક્યાં ગઇ?"

"તે બીજી લે હમણાં. પણ જલદી કર. તૈયાર થા જો"—સ્ટેજ બતાવતાં—"નવો સીન ગોઠવાઇ પણ ગયો ને કાનીઓ-માર્કંડ ત્યાં પહોંચી ગયો. હું પણ જાઉં છું. તું તાકીદે....."

"પણ કેવી રીતે તાકીદ થાય, વીગ વિના?"

"કેમ નહીં કોઇની લે!'

"તે કોઇની મને બેસે ખરી કે? ને હું સુંદરી ગમે તે ચાર બદામના એકટરની વીગ પહેરું એ-ખ્યાલ જ કેવો બેહુદો છે?" ખુરશી પરથી એકદમ ઉભા થઇ તેણે કહ્યું.

અમારી ટપાટપી દરમીઆન પડદો ઉઘડી ગએલો હોવાથી ચતુર કાનીઆએ સીનમાં ગોઠવેલા પીઆના પર એક ગાયન—મુળમાં નહીં છતાં-શરુ કરી દીધું હતું.

"તે એટલી ખુમારી છે તો તારી વીગ રખડતી શીદ મુકે છે? માથા પરથી કાઢી જ શા માટે?"

"ત્યારે શું આખો દહાડો વીગ પહેરી રાખે? પરસેવો થાય, ભાર લાગે, માથું દુઃખે એની તમને શી ખબર પડે?"

આમને આમ કોણ જાણે કયાં સુધી ચાલત—કાનીઓ

ઈટસ આ લોંગ લોંગ વે ટુ ટુ પે રે......રી ને બીજાં અંગ્રેજી ગીત એક પછી એક વગાડ્યા કરત—ને હું, "કયાં સ્ટેજ પરની મારી મનોહર માશુક સુંદરી અને કયાં આ બાબરીવાળી બીડી ફુંકતી જીદ્દી સુંદરી?" એ પ્રશ્ન વિચાર્યા કરત. પણ અમારા ચકોર રામલાની સૂચનાનુસાર એક કાળી સાડીના ફેંટાને સુંદરીની વીગ તરીકે ગોઠવીને તેની પર ઘુમટો તાણવો એમ ઠરાવ્યું. તેણે આનાકાની કરતાં કરતાં પણ તે વાત કબુલ રાખી ને એ વેશમાં સ્ટેજ પર આવીને

પહેરી ચોળી લટકાં મટકાં કરતાં આવ્યાં
રંગે બોળી, સાડી ઓઢી મન લોભાવ્યાં.

એ મીઠા સરોદે ગાઇને સૌનાં દીલ બહેલાવ્યાં.

## જેલ

વચ્ચે એકાદ પ્રવેશ ગયા પછી "પી લે શરાબ મજેદાર મેરે યાર"ના યાદગાર ગાયન-વાળો જેલનો સીન આવ્યો જેમાં માધવને દારુડીઆનો અભિનય આબાદ ભજવતો જોઇ તેને માટેનું મારું માન ૨૫) ટકા વધ્યું. "કેવો જાણે ઢીંચ્યે જતો હોય તેમ મંડયો છે! રાસ્પબરી આવી.સિફતથી પી શકાય છે એ તો હું આજેજ જાણું છું" હું બબડયો.

મારે હવે ગુસ્સામાં સ્ટેજ પર જવાનું હતું તે મુજબ ગયો ને ખુબ આવેશમાં માધવને ઠપકો આપવાનો પાર્ટ ભજવવા માંડયો: "માધવ! માધવ! આ શું?"

"અરે માધવ તારો બાપ. હું તો કાનીઓ ને તું ફકીર."

આ ધડાકો સાંભળી હું તો ચમકીજ ગયો. લથડતો કાનીઓ ઉર્ફે માધવ મારી પાસે પાસે આવવા લાગ્યો.....એનું સત્યાનાશ જાય! કમબખ્તે ખરેખરજ એવડો ઢીંચ્યો હતો. મને ઝાળ ચઢી ને તેના વાસ મારતા મોઢા પર એક એવી સખત ખેંચી કાઢી કે તેના ગાલના પાઉડરમાં પાંચે આંગળાં છપાઇ ગયાં. તે મારી પર ધસી આવતો હતો પણ મેં બરાડ પાડી સીપાઇઓને હુકમ કર્યો "લઇ જાઓ એ નરાધમને, એ દુષ્ટ દારુડીઆને નળ નીચે બેસાડી દો." ચાર લઈ સીપાઇઓના કાબુમાં તે આવે ત્યારે પહેલાં છ સાત મીનીટ વીતી ગઇ જે સમય દરમીઆન કાનીઆએ ભાતભાતની ગાળોના મિશ્રણ સાથે અમારું નાટક, તેનું મેનેજમેંટ, એકટરો પરનો જુલમ, ટીકીટની ઓરડીમાં જઇને મેં પચાસ રૂપીઆ આગળથી ઉચાપત કરી પાછલી ઓરડીની પેટીમાં મુકી રાખ્યા એ વાત-એમ ઘણાં ઘણાં પોકળ ઓડીઅન્સ સમક્ષ બેધડક ખુલ્લાં કર્યા, જેનો સ્વાદ ભારે હસાહસ ને કોલાહલ સાથે સૌએ ચાખ્યો. તેજ વખતે બીજા અંકનો ડ્રોપસીન પડયો એટલે પ્રેક્ષકો હસહસતા બહાર નીકળ્યા. મેં સંતોષ માન્યો કે ગમે તેમ પણ ઓડીઅન્સ રીઝયું તો ખરું.

### ત્રીજો અંક

ત્રીજો અંક શરુ થવાને થોડી વાર હતી ને હું વીંગમાં બેઠેલો હતો ત્યાં તરબોળ થએલો કાંતીભા મારી પાસે આવ્યો ને દયામણું મોઢું કરી મારી ચાહી ને ખુલાસો કર્યો કે રામભરી મળી નહીં એટલે એવડો મંગાવીને ચલાવ્યું હતું .. .વગેરે. તેની વાત હું અડધો હસતો અડધો ચીડાતો સાંભળી રહ્યો હતો ત્યાં એક એક્ટરે દોડતા દોડતા આવી કહ્યું :

"ભાઇ મહેમાન! મુંબા ઇથી હમણાં આવેલી લોકલમાંથી બે બેલીફો ઉતર્યા છે ને આપણું થીએટર પુછતા આ બાજુ આવે છે. તેમની પાસે ખેલ બંધ કરાવવાનું ઈજ કશન ગુજરાતી કંપનીના માલેકો તરફથી લેવાયલું છે. ને આ થીએટર પણ કબલ મોર્ટગેજ છે. શામરાવે આપણને બણા-વીજ કાઢ્યા."



તેણે પુરુ કર્યું કે, ધ્રુવનો તારો ઉત્તર તરફ ફરે તેમ મારું ગભરાયેલું મોં મદદ માટે કાંતીભા તરફ ફર્યું. પળવારમાં તે વિચક્ષણ નર પરિસ્થિતિ પરખી ગયો. બીજી પળે તેને ઉપાય સૂઝ્યો કે તેણે ઝપાટાબંધ ડુંકમાં મારા કાનમાં સંભળાવી દીધો.

"ઓ બાપ રે! હું સમજ્યો તારો આપડીઆ. પણ પરિણામ?"

"અરે પરિણામની ક્યાં— —" કહેતા તેણે એક ગાળ ઉચ્ચારી, ત્યાં—

ટ્રીંરીંગ .....ટ્રીંરીંગ.... . ટ્રીંરીંગ

એ ત્રીજી ટકોરી સાથે અંક શરુ થયો. દુર્મદની છોકરી ગુણવતી ને માધવના વાર્તા-લાપવાળા સીન પછી વીંટીનો સુપ્રસિદ્ધ સીન ભજવાયો, પણ એક ઠેકાણે જોડીઆએ ભાંગરો વાટ્યો. એક તો સીન ગોઠવનારે પલંગ મુકેલોજ નહીં, એટલે 'સુંદરી'ને નીચે પાટીઆ પર સુતેલી જોઇને હું અકળા-મણમાં પડ્યોજ હતો. તેમાં વળી ત્રણ રાતના ઉજાગરા પછી સુંદરીને આ વખતે ખરેખરજ ઉંઘ આવી ગયેલી. થોડી વાર સુધી તેને સંબોધીને ઉઠાડવાના મિથ્યા પ્રયાસ પછી મેં એક બાજુથી ધીમે ધીમે ચીમટા ભરવા માંડ્યા એટલે "ઓ મા રે" કરતી તે ઉઠીને બેઠી થઇ. મેં પાર્ટ ભજવવાનું ચાલુ રાખતા પુછ્યું, "ક્યાં છે મારી વીંટી? ક્યાં છે મારો રૂમાલ?"

'અરે રૂમાલ ફેંકો ને વીંટી કેંદી! એમાં સુંદરીઓ "કેવો જાણે દીવ્યે જતો હોય તેમ મંડયા છે! શીદ ખપવો છો? મારી ઉંઘ ઉરાડી નાખી બધી!" કરી તેણે આંખો ચોળવા માંડી.

ઓડીઅન્સ ઘડીભર તો દિગ્મૂઢ થયું પછી ઠીક સમજવા લાગ્યું કે આટો બફાય છે મેં પણ વીચાર્યું કે આમને આમ ચાલુ રહેશે તો સીન આગળ વધશે કેમ ને સુંદરી-ને દરીઆમાં નખાશે ક્યાંથી? તેથી તેની સામે આંખ કાઢીને ગર્જના કરી. "ઉંઘ! અત્યારે તો તને ઉંઘજ આવે ને! હું માધવ

નથી તેથીજ કેમ ?" છેલ્લા શબ્દો બોલતાં મેં પગ પછાડયો. અને, મુખ્ય એકટર પગ પછાડે ત્યારે પીટમાંના અમારા માણસો તાળીઓ પાડવા માંડે એ ગોઠવણુને આધારે જોસભેર તાળીઓ પડી અને થોડો ઘોંઘાટ ગરબડાટ થયો એટલે સુંદરીની શુદ્ધ ઠેકાણે આવી, ને "વીંટી મારી પાસેજ હતી, જડતી નથી, કયાંક હશે" એમ કહીને જોડીઆએ કામ આગળ ચલાવ્યું, ને એ પ્રવેશ વધુ વિઘ્ન વિના પુરો થયો.

દરબાર સીન

ત્રીજા અંકનો અમારો ત્રીજો અને માંડ દરબાર સીન હવે પુર ઠાઠમાઠ સાથે શરુ થયો. છડી પોકારાતાં ઘીની બરણી જેવા અમારા ચક્રવતી મહારાજા આવીને પોતાને સ્થાને ગોઠવાયા. અમે ખાસ દર આપી રોકેલી ગાનારીએ. ગાન ને નાચ, મુળ નાટકમાં નહીં છતાં, શરુ કર્યાં. ખરી નાચનારીને સ્ટેજ પર જોઇને પ્રેક્ષકો હેરત તેમજ ખુશી થયા. સત્તર વાર વન્સમોર કર્યું. અને અઢારમી વારના વન્સમોરની તાળીઓ પડી રહી હતી ત્યાં વીંગમાંથી ત્રણ તાતીઆ સ્ટેજ પર ધસી આવ્યા. તેમાંનો એક સુકકા કોપરા જેવા મોંઢાવાળો આગળ આવીને ગુંગણે સાદે પોકારવા લાગ્યો;

"મીસ્તર ફકીર મહમ્મદ કોન છે ? કાનજી લલ્લુ કોન છે ! ધારશી નાનજી કોન ? ખેલ બંદ કરો. હાઇકોર્ટનું ઇજંકસન છે. અમે બજાવવા આવેલા છે. બેલીફ છે. કોઇના નાટક તફડાવી ભજવે છે ! સરમના વાત છે ! ડબલ મોરગેજ છે. બંદ કરો. ચલો, જલદી; સીપાઇ, પકડો."

અમે સૌ આભા બની જોઇ રહ્યા. મેં દયામણે ચહેરે કાનજી તરફ જોયું. તેણે હળુએ કહ્યું, "જરા નહીં. સેનાપતિ તરીકે તારી ફરજ બજાવ્યો જ" હું તરત ચેતી ગયો. ને કાનજી શું ગત રમવા માગતો હતો તે વીજળીના ચમકારા માફક મારા મગજમાં ઝબક્યું. તલવારની મૂઠ પર હાથ રાખી મેં એક પગ આગળ મુકી, ધનારો કરતો હોઉં તેમ, ઉપલુ બેસનાર તરફ જોઇ કહ્યું. "અહીં કોઇ કાનજી નથી તેમ ફકીર પણ નથી આ તો ઉદયપુરના ચક્રવર્તી મહારાજાનો દરબાર છે. તેમાં વગર રજાએ ઘુસી આવવા માટે, રે દુષ્ટો! પાપીઓ! તમારો શિરચ્છેદ થશે."

બેવીફ અને સીપાઇથી બીજું જોયએ તેને બદલે આ સાંભળીને પેલાઓ ચકભમ થઇ ગયા. ઓડીઅન્સ અજાયબીમાં ડુબકી મારી ગયુ. ને અમારા દરબારમાં બીરાજેલા સહુ સજ્જનો પણ પુતળા જેવા બની ગયા.

થોડીવારે એક તાનીઆને ભાન આવ્યુ. "એ શુ બકેછ?" તેણે કહ્યું: "બેવીફ સામે પતરાજી કરેછ? એ નાટક કરેછ કે ફારસ કરેછ?"

"શેટમજી! આ નાટક ને ફારસ બેઉ છે, એ બેવીફ ને પોલીસ નામના પ્રાણીઓ? તમે જ્યાં જ્યાં જાઓ છો ત્યાં ત્યાં શાપ લોછો, આંસુ વહેવડાવો છો, લોકોના દુઃખ-દર્દો પર કામ લો છો, અને વિચારો કે તમે કેટલા વાહીયાત છો, કેટલા નકામા છો. તમે પથ્થર કેમ ન પાક્યા કે સડકો બાંધવા તો કામ આવત? ધિક્કાર છે તમને, મહાજનાર ધિક્કાર છે તમને ઉત્પન્ન કરનાર પદ્ધતિને! ધિક્ સર્વને–ધિક્ તમને–ધિક્ મને!"

"વેડા ઝાલા હાવ!" ત્રણે એક સામટા બોલી ઉઠ્યા. અને હું કંઇ જવાબ આપું ત્યાર પહેલાં ઑડીઅન્સ તરફ ફરી તેને અપીલ કરી. "અમે બેલીફો છે. મુબાઇથી આવેલા છે. ઇન્જક્સન લાવેલા છે...." પણ તેનું બાલવું લાંબુ ચાલે ત્યાર પહેલાં મેં મારા સૈનિકોને આજ્ઞા કરી કે "લઇ જાઓ આ દુષ્ટોને વધસ્થાનમાં અને તેમનાં ધડ માથાથી જુદા કરો પેલા જાડા તાનીઆને તો પાણીમાં પીલજો તેણે મને સૌથી પહેલો વેડો કહ્યો છે."

"અરે તુમચી પીલવાવાળાચી......" કહી તેણે મને તમાચો ખેંચી કાઢ્યો. મેં મુક્કાથી જવાબ વાળ્યો. તેનો પ્રત્યુત્તર ઠોંસા રૂપે દેવાયો. મેં એ લત્તાપ્રહારદ્વારા ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછો આપ્યો, ને દરબારસીનને બદલે એ ડી પીવોની કોઇ ફીલ્મ હોય તેવી ધમાચકડી ચાલી રહી. છેવટે અમે બેઉ ફુરસી પર આવી ગયા–એક થાંભલાને અથડાયા, ને એક જબરા કડાકા સાથે એક પળમાં તે આખા દરબારના તખ્તા આરસા હાંડી ઝુમ્મર બધું જ કડડભુસ થઇ ગયુ અને તેની નીચે નાચનારી દોલતજાન, ચક્રવર્તી મહારાજા, બેવીફ, સૌભાગ્ય, સુંદરી ને ઓકટરો દબાઇ ગયા.

થીએટરમાં હોહા થઇ રહી. ધરતીકંપ થયો કે શુ એમ સૌના મનમાં ફફડાટ થયુ

× × ×

પછી શુ થયુ તે ખબર નથી પણ હું જાગ્યો ત્યારે જેવની હૉસ્પીટલમાં હતો, થોડા દહાડા રહીને તપાસ ચાલી. તપાસ દરમીઆન મેં તક જોઇને એક વખત ઇન્સપેક્ટરોના કાનમાં ફુંક મારી પરિણામે નાશવસુરાવ અને બેલીફોની જુબાનીમાં સાબીત થયું કે નાટકમાં અકસ્માત થયો હતો. આ વાતે ફેર-

લોક ન્યાયનાં પુતળાંઓએ છાપામાં ચકચાર ચલાવી પણ થોડા દહાડા રહીને બધું શમી ગયું.

વાચકો! રજા લઇશ, પણ જતાં જતાં સલાહ આપું છું કે ધંધા બધા કરજો પણ નાટકનો તો હરગીઝ કરતા નહીં: એમાં આબરુ ના–ટક, પૈસા ના–ટક, તંદુરસ્તી ના–ટક, મગજ ના–ટક, સુખશાંતિ ના–ટક એમ કશુંજ ટકતું નથી. માટે તેનાથી હમેશાં દૂરના દૂરજ રહેજો.

---

## સ્વીકાર

પાઠમાળા, પાંચમા ધોરણ માટેઃ કર્તા રા. પ્રાણજીવનદાસ નારણજી શાહ, પ્રકાશકઃ રા. કેશવલાલ ડી. તલસાનીઆ, બુકસેલર–લીમડી, કીં. આઠ આના.

સૌ. જીવકોર વનિતા વિશ્રામ (અમદાવાદ)નો સં. ૧૯૭૫–૭૭ નો હેવાલઃ પ્રસિદ્ધ કર્તાઃ શ્રીમતી સુલોચના દેશાઇ.

વિજયધ્વજઃ મુળ લેખકઃ જેમ્સ એલન; ભાષાંતર કર્તાઃ રા. રતિપતિરામ ઉ. પંડ્યા. મૂળ લેખકના ઉન્નત વિચારોને ભાષાંતર–કર્તાએ ગુજરાતીમાં સફળતાથી ઉતાર્યો છે.

સિરાજુદ્દૌલાઃ અનુવાદકઃ રા. મહાશંકર ઈ. દવે. પ્રકાશકઃ રા. લાભશંકર જી. જોશી. વ્યવસ્થાપકઃ– "સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા." કીં૦ ૨. ૩–૮–૦.

માનવશાસ્ત્ર અથવા મસ્તકવિદ્યા અને મુખ સામુદ્રિક શાસ્ત્ર (સચિત્ર): લે૦ રા. ગીરધરલાલજી મહેતા.

સંવાદ સંગ્રહઃ સંયોજકોઃ રા. હરિલાલ ચંદુલાલ ઠાકોર તથા રા. ભાઇચંદ્ર પૂનદાસ શાહ ભાગ ૧ અને ૨, બંને ભાગોમાં સંગ્રહેલા સંવાદો સામાન્ય વંચક વર્ગ અને વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી છે. જે સંવાદો આ સંગ્રહમાં છે તે ઉચ્ચ કોટિના નથી.

જેલના નિયમો અને કેદીઓના હકઃ મુળ મરાઠી પરથી અનુવાદકઃ રા. પાંડુરંગ વિઠ્ઠલ વળાલે. અનુવાદ આવકાર પાત્ર છે.

બાલગીત સંગ્રહઃ સંયોજક અને પ્રકાશકઃ રા. ભાઇચંદ પૂનદાસ શાહ. મહીકાંઠાના આ ગ્રંથકાર મહેતાજીનો સંગ્રહ દરેક શાલાપુસ્તકાલયમાં રાખવા જેવો છે. પસંદગી વિવિધતા ભરી છે.

આટલુંતો જાણજોઃ લેખકઃ રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. આપણા રાષ્ટ્રીય–જીવનના હાલના માર્મિક પ્રશ્નો રા. નરહરિ પરીખે પ્રશંસાપાત્ર સરલતા અને સફળતાથી ચર્ચ્યા છે.

રત્નાવલીઃ શ્રી હર્ષદેવકૃત સંસ્કૃત પરથી ભાષાંતરકર્તાઃ રા. રતિપતિરામ. ઉ. પંડ્યા. રા. રતિપતિરામ પંડ્યાનું આ ભાષાંતર ધન્યવાદને પાત્ર છે. રા. કેશવલાલભાઈનાં ભાષાંતરની સર્વગ્રાહક રસસમૃદ્ધિ આગળ આ ભાષાંતર ઝાંખું પડી જાય છે, છતાં રા. પંડ્યાએ આપણા ભાષાંતરોમાં જોઇતી વિવિધતા સંબંધી જે ચર્ચા કરી છે તે વિચારવા જેવી છે. ચિત્રોની પોશાક દક્ષિણી છે તે ગુજરાતી પુસ્તકોમાં ઔચિત્યપુરઃસર નથીજ.

સ્વદેશ ગીતો (સચિત્ર): રચીને પ્રગટ કરનારઃ રા. ગીતરામ જે શર્મા. ઉપોદ્ઘાત

લખનાર: રા. નાનાલાલ દલપતરામ કવિ, એમ. એ. કી૦ બાર આના. સંગ્રહમાંનાં ઘણાં ખરા ગીતો સામાન્ય કોટિના છે, પણ "ઝીણીવાળાના સ્મરણ," "ફેંટીએ," અને "આરતિ" એ ગીતોમાં રચનાર, પોતાના વ્યક્તિત્વનો કૈંક અનુભવ વાચકને કરાવે છે.

કાઠીઆવાડી કવિ ભવાનીશંકર નરસિંહરામ લે. રા. છોટાલાલ દલપતરામ કવિ વીર નર્મદની પેઠે સરસ્વતીની ઉપાસનામાં આખું જીવન ગાળનાર અને આજીવિકા માટે પરતંત્રતા નહીં સ્વીકારનાર કવિનું જીવન ચરિત્ર.

પૂર્ણિમા: લેખક રા. ચૈનીલાલ રણછોડદાસ પટેલ. પ્રકાશક: રા. અંબાલાલ બાબર ભાઇ પટેલ સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ રામોલ, કિ૦ રૂ ૧-૮-૦. સાહિત્યકુંજ ગ્રંથમાળાનું ચોથું પુસ્તક આમાં કેટલીક સ્વતંત્ર અને બાકીની અનુવાદિત એમ ૫૬ર નાની વાર્તાઓ છે

પાપીનો પસ્તાવો કાઉન્ટ ટૉલસ્ટોયની એક વાર્તાનો અનુવાદ કરનાર. રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, પ્રકાશક રા જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ નકૂળ ભાષાંતર

કાઠીઆવાડ વિદ્યાપીઠ યોજના લેખક રા. માનશંકર પીતાંબરદાસ મહેતા, ભાવનગર. મહત્વના વિષયની ઉપયોગી ચર્ચા.

એન્ડ્રુ કાર્નેગીના કેટલાક લેખો અને ભાષણો: ભાષાંતરકર્તા. રા અમૃતલાલ ચુનીલાલ મોદી. પ્રકાશક ઉપર મુજબ કી. આઠ આના. વ્યાપારકુશળ ગણાતા ગુજરાતીઓને અમેરીકાના આ કરોડાધિપતિના જીવન અને પ્રવૃત્તિઓનો અભ્યાસ ઉપયોગી છે.

હાસ્ય કથા મંજરી ભાગ ૧: પ્રકાશક: ઉપર મુજબ.

સ્વામી વિવેકાનંદ જીવનચરિત્ર–ભાગ ૧. અંગ્રેજી તથા બંગાળી પરથી લખનાર: રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, અમદાવાદ. ગુજરાતીમાં આજસુધી લખાયલા સ્વામીજીનાં જીવનચરિત્રોમાં આ સર્વથી સારૂ છે.

વિદ્યાર્થી આલમને મહાત્મા ગાંધીજીના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણો અને લેખો નવજીવનમાંથી ફરી પ્રસિદ્ધ કરનાર, રાષ્ટ્રીય સાહિત્ય પ્રચારક મંડળ, અમદાવાદ. કી. ચાર આના

મારો જેલનો અનુભવ લેખક: મહાત્મા ગાંધીજી પ્રસિદ્ધકર્તા રાષ્ટ્રીય સાહિત્ય પ્રચારક મંડળ અમદાવાદ મહાત્મા ગાંધીજીના આત્મવૃત્તાન્તનું આ એક પ્રકરણ એમના આફ્રિકાના જેલનિવાસની કહાણી કહે છે

મહાત્મા ગાંધીજીના પંજાબના પત્રો: નવજીવનમાંથી ફરી પ્રસિદ્ધ કરનાર રા. હરિલાલ માણેકલાલ દેસાઇ, કપડવંજ. પ્રભાતકળી ગ્રંથમાળાનું પહેલું પુસ્તક.

શોકગીત. સંગ્રાહક, સ્વ. ભાઇ રણજીતરામ વાવાભાઇ મહેતા સુરત પ્રકાશક: રણજીતરામ સ્મારક સમિતિ, સુરત

બાલગીત મંજરી ભાગ ૧: સંગ્રહ કર્તા રા ચુનીલાલ કુબેરદાસ શાહ. પ્રકાશક: રા રમણલાલ નાનાલાલ શાહ. બાલજીવન કાર્યાલય, સાકળી સ્ટ્રીટ–મુંબાઇ નં. ૮. કી. ચાર આના

વીર અને વીરપૂજા: કર્તા: રા. મણીશંકર દલપતરામ જોશી. બી. એ. (સંસ્કૃત ઑનર્સ) પ્રકાશક. ગિરિજાશંકર મણીશંકર ભટ્ટ સુરતકર. ગીરગામ, મો. ગો. ચાલ. મુંબાઇ નં૦ ૪. કીંમત રૂ ૨-૮-૦

રાષ્ટ્રીય ગીતાંજલિ કર્તા, સંગ્રહકર્તા તથા પ્રકાશક સ્વ. ધીરજલાલ ગીરધરલાલ મોદી. એમ એ સાતાક્રુઝ. (મુંબઇ). કી. ૦-૬-૦

ધનરમન યાને શેર બજારનો સટ્ટો: લેખક અને પ્રગટકર્તા · રા રમણીકલાલ

છોટાલાલ. મળવાનું ઠેકાણું : ધી ઇન્ડીઅન બુક ડીપો. મેડૉઝ સ્ટ્રીટ. કીં. રૂ. ૩–૦–૦

કિર્લોસ્કર ખબરઃ ઉદ્યોગ ઉત્સાહ અને આત્મોન્નતિનું માસિક : વાર્ષિક લવાજમ ટ. ખ. સાથે : રૂ. ૧–૪–૦. મળવાનું ઠેકાણું : કિર્લોસ્કરવાડી. જી. સતારા. સં. ઔંધ.

દેસજંગ દલેર (અંગ્રેજી ઉપરથી એક વાર્તા) : રચનાર : રા. બ. ન. કાબરાજી. પ્રસિદ્ધકર્તા : રા. અરદેશર ખરશેદજી દેસાઇ. ૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસઃ લેખકઃ રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. ઝંડુ ફાર્મસી, એલ્ફીન્સ્ટન રોડ, મુંબાઇ, કીં૦ રુ. ૧–૦–૦.

મહાત્માનો હઠયોગઃ કર્તા અને પ્રસિદ્ધકર્તાઃ રા. ખુશાલ ત. શાહ, મળવાનું ઠેકાણું: "હીંદુસ્થાન પ્રેસ" બેંક સ્ટ્રીટ, નં૦ ૧૨–૧૬, કીં૦ રુ. ૨–૦–૦.

નડીઆદ હીંદુ અનાથાશ્રમનો વાર્ષિક રીપોર્ટ (તા૦ ૧–૮–૨૦ થી ૩૧–૭–૨૧ સુધીનો): પ્રકાશકઃ રા. ત્રીકમલાલ સાંકળચંદ પરીખ.

યુગધર્મઃ માસિક પત્ર, તંત્રી રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. અમદાવાદ પ્રથમ અંક સારી આશા આપે છે અને આપણી માતૃભૂમિની નીરનીરાળી આધુનિક પ્રવૃત્તિઓનું જુદા જુદા સંસ્કારી લેખકોને હાથે દિગ્દર્શન કરાવે છે.

પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા : રચનાર : રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક : પ્રસિદ્ધ કર્તા : રા.ત્રિકમલાલ મનસુખલાલ કીંમત રૂ. ૨–૦–૦

આર્ય વિદ્યા વ્યાખ્યાનમાળા : પ્રકાશકઃ રા. રસિકલાલ. છો. પરીખ, મંત્રી ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ. કીં. રૂ. ૨–૦–૦

પુરાતત્ત્વ (ત્રિમાસિક) : સંપાદક અને પ્રકાશક; રા. રસિકલાલ, છો. પરીખ. અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૫. આ પત્રથી આપણા ક્રમિક સાહિત્યની એક મોટી ખોટ પુરાય છે. વિદ્વાન્ લેખકો અને શિષ્ટ વાચકો તેને ઘટતું ઉત્તેજન આપે એ ખાસ જરુરી છે.

શેરને માથે સવાશેરઃ લેખકઃ રા. "કોઇ પણ." પ્રકાશક : રા. રમણીકલાલ છોટાલાલ દેસાણી. લાલજી બીલ્ડીંગ, ભીંડી બજાર, મુંબઇ.



આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે પ્રસન્નવદન દીનાનાથ મહેતાએ કયસરે હીંદ ઇલેકટ્રીક પ્રેસમાં નં૦ ૭૪, હોમજી સ્ટ્રીટ, કોટ, મુંબાઈ મધ્યે છાપ્યું અને નં૦ ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યુ.




પુસ્તક ૨ ] પૌષ ૧૯૭૯ [ અંક ૪

## જય થજો જય થજો—



જ્યાં વસ્યા

આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ કાલાગ્નિસમ અરિદલ વિદારતા,
રુદ્રઅવતાર ભડવીર વિપ્રેંદ્ર તે
રામ ભાર્ગવ વડા,—
શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યના સૂત્ર સ્વીકારાવતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અંશ યોગીંદ્ર ગરુડધ્વજ
કૃષ્ણયાદવપતિ—
રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવચની સદા,
સત્યમાં અચલ આગ્રહ વડે ધારતા,
શત્રુ કે મિત્રમાં, શૂદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુવ્રત, અજાત શત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા
બ્રહ્મઅવતાર બ્રહ્મર્ષિવર
મોહન મહાન્ નર,—
એવી આ
સુભટ સત્તમ સહિત
કુકટધ્વજ સહિત
સૈન્ય જેના અજિત
બર્બરક જિષ્ણુ બહાદુર પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેંદ્રની
પુનિત

# ભક્તકવિ મીરાંબાઇ

## તેમના જીવનના બે પ્રસિદ્ધ પ્રસંગો



વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે,
દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં,
જેને સહાય શ્રી વિશ્વનો નાથ.

સાંઢવાળા સાંઢ શણગારજે રે,
જાવું સોસો રે કોસ;
રાણાજીના દેશમાં મારે,
જળ રે પીવાનો દોષ.



પુસ્તક ૨ ] ગુજરાત [ અંક ૪

# નારી-જ્યોત્સ્નાને

લેખક

રા. લલિત

(મરાઠી સાખી)

નારી જ્યોત્સ્ના! દેશવિધાત્રી! અમર મનુકુલવેલી!
પ્રેમ-કાર્ય, ભક્તિકર્તવ્ય, ગોપાલન કર્મપ્રેરેલી—
ખીલવે જન્મભૂમિ સંતાન!
એ તુજ દુધે રક્તસ્નાન!

સ્ત્રી-દૃષ્ટિના દૃશ્ય મીટાવી, ઉદારભાવે ભેટી—
દૃષ્ટિ-કેન્દ્રથી પુરુષમાત્રને ઉદ્ધારી, 'તું' સ્હેલી—
પ્રજાની સંસ્કૃતિને વિધાન,
સુહૃદની સમાનાંતર સ્થાન!

લલિત પ્રભુની લીલામૂર્તિ! સ્વદેશપુત્રી પ્રેમલા!
દેવકુમારી પુનિત પૃથ્વીની! સમર્પક તુજ નેનલઃ
તારા ધર્મે જીવન પ્રભુત્વ!
તારા પુણ્યે તો રસ-ભૂજ!



પૃથ્વીના ભાર નીચે દબાયલો છતાં, સ્ત્રીને માથે લઇને તે ફર્યો છે.

સાંપ્રતકાળની સ્ત્રી અને
પુરાણકાળનો પુરુષ




લેખક
રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ,
બી. એ., સી એસ.

ચિત્રકાર.
રા. દત્તાત્રેય

"ગુજરાત" કાર્યાલયે આજ્ઞા કાઢી. આ વખતનો અંક 'સ્ત્રી-અંક' નીકળવાનો. એટલે કેમાં કાંતો સ્ત્રીઓજ લખે, અથવા કાંતો સ્ત્રી વિષેના લેખ આવે. આ સ્થિતિ મ્હારી આગળ મહોટી બે મુશ્કેલીઓ ઊભી થઈ: સ્ત્રી બનીને લખવું એ અશક્ય, "ગુજરાત"ના તન્ત્રીને શું શક્ય બનશે, અથવા તે શું કરશે તે પ્રભુ જાણે. બીજી મુશ્કેલી એ આવી કે સ્ત્રી વ્યક્તિ વિષે સ્મરણમુકુરમાં લખવા માટે કોઈ વ્યક્તિ, કાલક્રમનો ભંગ થયા વિના સાંપડે? આ બન્ને અડચણો દૂર કરવાને નવો માર્ગ આજ લઉંછું. 'સ્મરણમુકુર'નો આરમ્ભ જે સમયમાંથી થયો છે ત્હારથી આજ સુધીમાં ગુજરાતની સ્ત્રીજાતિમાં શાં શાં રૂપાન્તરો થયાં છે ત્હેનું સિંહાવલોકન કરી જવું. પૂર્ણ, સુરેખ, પ્રતિબિમ્બ આપવા માટે તો વધારે સામર્થ્યવાળી લેખની જોઇયે. આ રૂપાન્તરો વિવિધ દિશામાં થયાં છે. પોશાકમાં, રીતરિવાજમાં, જ્ઞાનવિકાસમાં, ધાર્મિકતામાં, હૃદયગુણમાં, અનેક દિશામાં. ટૂંકામાં મુખ્ય મુખ્ય દિશા તરફ દૃષ્ટિપાત કરી શકાશે, સવિસ્તર દર્શન માટે તો પુસ્તક લખવું પડે. આ દૃષ્ટિક્ષેપ તળ ગુજરાત ઉપરજ નંખાશે, કાઠિયાવાડને છોડી દેવો પડશે, મુખ્ય કારણ એ કે કાઠિયાવાડની સ્ત્રીઓનો પરિચય મ્હને પૂરેપૂરો નથી, જો કે:

"સરમર કરી વાળૂ કરે, સરમર કરે સ્વાર,
પાવઠડે પાણી ભરે, સોરઠ કેરી નાર."

એ લોકકાવ્યમાં પ્રગટ થતી રસમય મૂર્તિ, અથવા તો

'જ્યહાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યહાં રણરંગણમાં ઇતિહાસ શૂરના સેવ્યા
એ અદ્‌ભુત દેશની બાળ સ્મરીને વીર સતી
સૌરાષ્ટ્રભૂમિ સત્કાર પધારો બ્હેની"

'એ સંસ્કારોદ્‌બોધક સંસ્કારી કાવ્યપંક્તિઓમાં આલેખાયલી ચિત્તાકર્ષક છબી મ્હારા હૃદયના રસપટમાં છપાયલી હોઈ પ્રાચીન સમયના ધ્વનિ મધુ ભાવે સંભળાવે છે,

પરંતુ આ અડધા સૈકાની કાઠિયાવાડી સ્ત્રી—જાતિસ્વરૂપે—મ્હારા નિકટ પરિચયની બ્હારજ છે. તો તળ ગુજરાતને જ અવલોકીશું એટલે બસ થશે.

આ અડધા સૈકાના આરમ્ભકાળમાં પણ ભૂતકાળના આદર્શ આલેખનાં ગીતોમાં કેવાં પ્રતિબિમ્બો પ્રગટે છે?

> ઘોઘાનો ઘાઘરો, બુરાનપુરી ચીર,
> અતલસનું કાપડું તે રહ્યું ઠીકાઠીક,
> ઝીણા મારુજી હો રાજ!

એ વર્ણનમાં ઘેરદારઘેરો, અનેક કળીઓ પાડેલો, ધમ્મર ઘાઘરો ઘૂમાવતી, અને 'ઠીકાઠીક' રહેલો અર્થાત્ તસતસતો રહેલો કમખો પ્હેરી યૌવનવિલાસમાં આનન્દ ભોગવતી, ગુજરાતની જૂના સમયની લલના નજરે આગળ ખડી થાયછે. કમખો અતલસનો, મજબૂત વણાટના રેશમી કાપડનો; ઝોળું જાપાની, ચીનાઇ, વિલાયતી, માઝનો, કે "વાયલ"નો પોલકો નહિ; કૂલેલી બાંયો ને લેસની ઝાલરે લટકાવેલો નહિ, પરંતુ 'ઠીકાઠીક,' સંકુચિત રહેલો કમખો.

બીજું ચિત્ર—

માતાની છબી જોઉંછું; જન્મ પછી જેનું મુખ પ્રથમ દીઠું તે. નાકમાં, કાનમાં, કોટમાં, હાથમાં, પગમાં ઘરેણાં કાંઈક આગળ પડતાં; સાડી શરીરનાં સર્વ અંગોનું સુભગ સંગોપન થાય એમ પ્હેરેલી, લાંબી, કફણીને અડકતે અટકેલી બાંહ્યોની, ગળા સુધી રક્ષણ કરનારી. કમખાચોળી: વાળ કંઈક કપાળ ઉપર નીચા હોળેલા; કપાળમાં કંકૂની આડ, નહિ મ્હોટી નહિ ન્હાની: માથા ઉપર લૂગડું જરાક જ તિરકસ, વધારે ભાગે સીધું રહી એક કાનની પાળને કોર અડકે ન અડકે એમ રહેલું;—આ છબી આજ જોવામાં કદિ નહિ આવે. એ જમાનો કમખા પ્હેરવાનો પણ હતો; વિશેષ ભાગે કમખા જ સ્ત્રીઓનાં ત્રણ વસ્ત્રમાંનું એક હતું,—ચણિયો, સાડી, અને કમખો. કબજાએ કમખાનું સ્થાન લેવાનો આરમ્ભ એ સમયમાં કમખાચોળીથી થયો લાગેછે. છતાં તે પછી લાંબા કાળ સુધી કમખાનું રાજ્ય ચાલ્યું હતું; હાલના દિવસોમાં કમખાચોળી કે કબજો, બાકી કમખો જ, જેનું કાર્ય **સ્તનાંશુક** શબ્દમાં સમાપ્ત કરતું જ, પાંસાનું રક્ષણ બિલકુલ થવાનું



"મ્હારી માતાની છબી જોઈ" છું

સખે કાજળ ને નિર્મે હોઠ,—
એવી ઉખાણીએ નાગરવાડા
શરીરની નાજુકાઈ, ધનમ પતિ, નાગર

પુરુષની દેશાટન કરવાની સાહસશક્તિ,
નાગરાણીની પતિપરાયણતા, એ લક્ષણોનું
અંજન કરનારા આ વર્ણનના અંશો સાથે

'લખે કાગળ' એ લક્ષણમાં નાગરાણીની શિક્ષિત સ્થિતિ પણ વ્યંજનથી જણાવીછે, તે, પ્રકાશ અન્ધકારને સબળ બનાવે તે ન્યાયે, નાગરભિન્ન સ્ત્રીઓની અશિક્ષિત દશાને વિશેષ દઢતાથી પ્રદર્શિત કરેછે. નાગર, બ્રહ્મક્ષત્રી, કાયસ્થ એ ત્રણ મુખ્ય **પાંદડપેશા** વર્ગ ઉપરાંત, હેમની સમીપ આવતા વિરલ વર્ગમાં સ્ત્રીઓ શિક્ષિત હતી; પણ કાગળપત્ર લખે વાંચે, વિષ્ણુ–સહસ્ર નામનો પાઠ કરે, ગીતાજી (વખતે) વાંચી જાણે, કેટલાંક સ્તોત્રો ભણી જાણે, એટલી મર્યાદા એ સમયના સ્ત્રીશિક્ષણની હતી. આ સ્થિતિમાં રહેલી ઊનતાનું પૂરણ અન્ય રીતે થતું; ભજનો, પદો, ઇત્યાદિ મુખપાઠ હોઈ, પુરાણાદિકની કથાના શ્રવણથી મળેલી બહુશ્રુતતા, ઊનતાપૂરક બનતી.

સાંસારિક અને આર્થિક સ્થિતિનું પ્રતિબિમ્બ દર્શાવનારી લગ્નાદિક પ્રસંગોમાં ગવાતાં ગીતોમાંની એક પંક્તિ યાદ આવે છેઃ

"કાકા તેલકંની સેરટ્ટી,
ને ગળગળિયો કંસાર,
એમાં બેશી આરોગિયે,
તે પૂગ્યા હોય મોસાર."

હાલના વખતમાં શાક ઘઉંને કોણુ અડકશે? જૂના સમયમાં એ ઉત્તમ પદાર્થ ગણાતો જણાયછે. આ પંક્તિઓની પૂર્વે "જોગે તે પેટ ચાર દીકરા," "ચારે તે વઢ પાયે પડે," ઇત્યાદિ વચનોનો સંદર્ભ આવે છે તેથી 'એમાં બેશી આરોગવા'માં સંયુક્ત કુટુમ્બની સંસ્થાનું દર્શન થાયછે. હાલ પણ એ સંસ્થા લુપ્ત નથી થઈ; પરંતુ વ્યક્તિવાદનાં બળોએ એ સંસ્થાનો દુર્ગ ઠેર ઠેર તોડી નાંખ્યો તો છે જ. સંયુક્ત કુટુમ્બની દઢતાનો પાયો જેમ સ્ત્રીવર્ગ હતો, તેમ એ સંસ્થાને અનિષ્ટ બનાવી હેતુ બળ શિથિલ કરનાર પણ ઈર્ષ્યા, કલહ, ઇત્યાદિ ઉત્પન્ન કરનાર સ્ત્રીવર્ગ જ હતો. પરંતુ આ અપ્રાસંગિક વિષય આટલેથી જ બસ કરીશું.

સ્ત્રીવર્ગને એ પ્રાચીન, એટલે આજથી અડધા સૈકા ઉપરાંતના, સમયમાં સાંસારિક જીવનમાં દૃષ્ટિમર્યાદા કાંઈક સંકુચિત હતી; આડોશીપાડોશી, મિત્રવર્ગનાં કુટુમ્બ, વગેરેમાં મળવા કરવા જવું; જ્ઞાતિભોજન, લગ્નાદિક પ્રસંગે ઓરિયો નોતાવો, મરણ પ્રસંગે ઉત્તમ સાડી કમખા પહેરીને રોવા કૂટવા જવું, નિત્ય કાર્યમાં દેવદર્શને જવું અને ત્યહાં સખીમંડળ સાથે સુખદુઃખની વાતો કરવી;—આ મર્યાદાનો નિકાસ કવચિત્ યાત્રા કરવા જવાય ત્યારે કાંઈક થતો. ધાર્મિક વૃત્તિ તરફ જોતાં, એ સમયમાં પ્રેમી વિચારને પોષક જનાં હૃદયભાવને ઊંડો સ્પર્શ કરનારી પ્રવૃત્તિ સબળ હતી. ગળામાં રુદ્રાક્ષની માળા પ્હેરી હાથમાં



"ગળામાં રુદ્રાક્ષની માળા પ્હેરી હાથમાં ગૌમુખી લઈ નિષ્કામ ભક્તિ પૂજા કરનારી રૂક્ષ્મ: બાઈ"

બીજા ક્રમનું પ્રતિબિમ્બ ચિત્ર નંબર ૩ માં જણાશે. ચોળી–કાંઈક કમખાચોળી જેવી જ અને ટૂંકી બાંયની, હાથમાં સાંકળાં, બંગડી-ઓ, ચૂડીઓ; જમણી કુહૂણી ઉપર કડું કે વાંકડું; કાનમાં કાંટા, વેણા; નાકે વાળી; પગમાં જાડાં કલ્લાં; સાડી માથે નિરકસ



ચિત્ર નં. ૪

ગોઠવાતી ઓઢેલી;–એ નવા વિકાસ બતાવે છે. એ સમયમાં શુદ્ધ કમખો હજી પ્રચારમાં હતો જ; રુચિપરત્વે હેનો સ્વીકાર થતો. એ જ સમયમાં ઉઘાડા પગ પણ રહેતા, અને સપાટ કે સ્લિપર પણ પ્હેરાતાં. ચિત્ર નં. ૪ માં આ દૃષ્ટિગોચર થશે; તેમજ ચિત્ર નં. ૫ માં.

આ સમયમાં કન્યાશાળાઓનાં દ્વાર ઊઘડેલાં હતાં. આ સમયમાં છોકરાઓના ભેગી છોકરીઓ છૂટી છવાઈ ભણતી હતી. સ્વતંત્ર કન્યાશાળાઓ પ્રગટ થતાં સ્ત્રીવર્ગની જ્ઞાનમર્યાદાને કાંઈક વિકાસનો પ્રસંગ મળ્યો. હજી બાકી બહુ હતું. પરંતુ પૃથ્વી ભરતખંડ કરતાં મ્હોટી છે, ત્હેમાં વિવિધ પ્રજાઓ વસેછે, ઇત્યાદિક ભાન થવા માંડ્યું. સંગીત-નું શિક્ષણ દાખલ થયું નહોતું. પરંતુ ગરબાની સંસ્થાનું બળ ઈ. સ. ૧૮૬૦–૭૦ માં જે હતું તે સંગીતવૃત્તિને પોષક હતું એટલુંજ નહિ, પણ એ સમયની ગરબા ગાવાની પદ્ધતિમાં જે આકર્ષકતા હતી, તે હાલના સમયમાં જોવામાં આવતી નથી. તાલ અને સુરની સાચવણી તે સમયમાં થતી તે હું હવે કવચિતજ દેખું છું. હાલની રંગભૂમિ ઉપર વિકાસ પામેલી, અને મુંબાઈ-ની કન્યાશાળાઓમાં પ્રવેશ પામેલી, ગરબીમાં વિવિધતા આણવાના પ્રયાસમાં કાંઈક અતિ કૃત્રિમતામાં પડી જતી, અને તાલયોજનામાં પગ ઠોકવાના લટકાને સ્થાન આપતી, ગરબાની પદ્ધતિમાં એ જૂની પદ્ધતિનું સાદું સૌન્દર્ય મ્હને જડતું નથી. હું સાતેક વર્ષનો હોઇશ તે વખતનું એક ચિત્ર મ્હારી દૃષ્ટિ આગળ ઊભું થાયછેઃ સ્થળ–અમદાવાદ શહેર-ની બ્હાર, દક્ષિણ દિશામાં આવેલો નવા'પરાની બહુચરાજી માતાનો ચોક; સમય–પાછલો પ્હોર, સન્ધ્યાકાળ પૂર્વેનો; આ સ્થળે અને આ સમયે પંદર વીસ તરુણ સ્ત્રીઓ ગરબે ગોઠવાઈને ઊભેલી, ગરબા ફરતી ફરતી અટકીને સાખી ગાયછેઃ બે જણીઓ ગવડાવે છે, ને બાકીનીઓ ઝીલે છે.

"રુમ ઝુમ વાગે ઘૂઘરી, લટકણિયાળો ચાલ,
ખીંટડિયાળા કેશ છે, ત્હારાં કામણગારાં નેન;"

સાખી પૂરી થતાં જ, સાખીના મન્દ પ્રવાહમાં અંતર્ગૂઢ રહેલા તાલમાનના સૂક્ષ્મ ઝરણાંની જોડે સંવાદિતાથી સંકળાઈ જતા પ્રગટ તાલવાળી પંક્તિઓ ગવાય છે.

"હું તો ઊભો રહ્યો છું વાટે, વ્રજની નારી રે,
મ્હારું મુખ જોવાને માટે, રાધે પ્યારી રે"

બાલ્યકાળના સંસ્કારે વિશેષ રંગ આ ચિત્રમાં પૂર્યો હશે કે કેમ? પણ મ્હને એ ચિત્રમાં રહેલું સાદું સૌન્દર્ય,—સાદું છતાં વિશિષ્ટતાવાળું સૌન્દર્ય—હજી પણ મન્ત્રમુગ્ધ બનાવે છે.

ધાર્મિક દૃષ્ટિ આ મધ્યસમયની સ્ત્રીઓની કેવી હતી? જૂના વિચારો, સંસ્થાઓ, હજી તેમના મનને પોતાની પકડમાં રાખી રહ્યા હતા. પરંતુ એ પકડ કાંઈક શિથિલ થવાનાં ચિહ્ન જણાતાં હતાં. કાંઈક 'ખાવું, પીવું, પહેરવું,' તેમાં આ જીવનકાર્યની સમાપ્તિ હોય એમ એ સમયના સ્ત્રીવર્ગના મન ઉપર છાપ પડી હશે એમ લાગે છે.

હવે એક દસકો આગળ આવિયે. ચિત્ર ૫ મું જુવો. સાડી ડાબી બગલમાંથી સહજ તણાઈને જમણા ગાલ ઉપર થઈ, માથાના જમણા ભાગ ઉપર થઈને, જરાક તિરકસ ગોઠવાયલી, ડાબા કાનને અડકી ના અડકી, ડાબા હાથની પાછળ દૃઢ રહેલી છે, જમણા હાથનું સંગોપન કરીને, છતાં ખભા ઉપર પાલવ તરફની કોરવાળો છેડો જમણા ખભા ઉપર સાદા સૌન્દર્યથી રચ્યો છે. કોણી ઉપર અટકતી ઝીણી કિનારવાળી કમ્મખની બાંય, ગળા સુધી પ્હોંચતો કંઠનો કાપ, ચ્હેરો વિનીત છતાં સુરેખ ઢબે, શોભા અને મર્યાદા બંનેને પુષ્ટિ આપે છે. નાકમાં વાળી નથી. કાનમાં આછાં કાટાં છે, કપાળમાં નહિ મ્હોટો, નહિ ન્હાનો, હેવો કંકુનો ચાંલ્લો છે, માથાના વાળ, નહિ નીચા ઓળેલા, નહિ ઊંચા ઓળેલા, નહિ ફૂલ પાડેલા. સ્વાભાવિક પણ સુન્દર, સાદી રચનામાં સુરેખ ઓળેલા, સીધી સેંથીથી વિશેષ સુરુચિયુક્ત બન્યા છે.

આ સમયમાં સ્ત્રીશિક્ષણ આગળ વધ્યું છે. કાંઈક અંગ્રેજીનું જ્ઞાન મળવાના સાથે આરમ્ભાયાં છે. વિદ્યાભ્યાસ ઉપર અભિરુચિ



ચિત્ર નં ૫

વધતી જણાય છે. સંગીતશિક્ષણ ગરબી એ દ્વારા શાળાઓમાં પ્રવિષ્ટ થયું છે. 'નવલ ગરબાવળી' અને બાપાલાલની 'સુબોધ-ગરબાવળી'એ સુરત તરફ 'વલ્લભગરબા-વળી'એ શરૂ કરેલી પ્રથાને ચાલૂ રાખી વિશેષ રુચિકર સ્થિતિ પ્રગટ કરી છે. દયારામની

# માઉંટ એવરેસ્ટનું આરોહણ

---

લેખક:

શા. રંગીલદાસ મગનલાલ કાપડીઆ

---



નોર્થ કોલ ઉપર થઈ એવરેસ્ટ જવાનો રસ્તો
તા. ૭ મી જુન આ ઠેકાણે બરફનું એક જંગી ગોસલું ખસી આવ્યું
અને ઉપર ચડતા ૭ મજુરોને હિમસમાધિ આપી

વિક્રમની વીસમી સદીમાં કુદરતે પોતાનાં અનેક રહસ્યો શોધકોને ચરણે ધર્યાં છે. વિજ્ઞાન દિનપ્રતિદિન એટલું આગળ વધતું જાય છે અને એની પ્રગતિ અને વિકાસ સાથે મનુષ્યની જિજ્ઞાસા પણ એટલી વધતીજ જાય છે કે ગઈ કાલની અસિદ્ધ અને અસાધ્ય વસ્તુ આજે સહજસાધ્ય અને સિદ્ધ દેખાય છે એટલુંજ નહીં પણ આવતી કાલે એનું શું રૂપાંતર થશે એ કલ્પવા મનુષ્યબુદ્ધિ પામર છે એમ કહેવું ખોટું નથી. ધરતીતળ ઉપર આવેલા સર્વ પર્વતોમાં સર્વોત્તમ અને ઊંચામાં ઊંચા પર્વત ભારતને ટીબેટ અને ઉત્તરના પ્રદેશોથી સીમા અંકિત કરતો, એનું જાણે રક્ષણ કરતો ઉભેલ ચોકીદાર સમો આપણો હિમગિરિ છે એટલી એક વાત સર્વ કોઈ સ્વીકારતા. આપણે કૈલાસ-માનસરોવરની વાત કરતા ધવલગિરિ અને ગૌરીશંકર એ માત્ર આપણી કલ્પનાવૃત્તિના આહ્લાદક દશ્યો જેવાં આપણા મનમાં રમતા. માનસરોવર પર મોતી ચરતા રાજહંસોની કથાઓમાં વાંચેલી વાતોથી આપણા મન રીઝતાં. હિમાલય ઉપર કોઈ જઈજ ન શકે. હિમાલય ઉપર અનેક મહાત્માઓ વસે છે કે કોઈ તપસ્વીજ એ ઉપર પોતાનું જીવન-કર્તવ્ય સમાપ્ત કરી પોતાનાં ગાત્ર ગાળવાના ઉદ્દેશથી ત્યાં જાય એ હિમાલય વિષેના આપણા જ્ઞાનની પરિસીમા. કોંગોના પીગમીઝ, અને આફ્રિકાના સહરાની તપાસના અહેવાલોનાં પુસ્તકો આજ પહેલા ભારતમાં ઉભરાયાં છે. ઉત્તર અને દક્ષિણ ધ્રુવ તરફ ફેરા ભરાયા, પરંતુ આશ્ચર્ય તો એટલુંજ કે ગયા વર્ષ સુધી હિમાલયના ઉન્નતતમ શિખર માઉંટ એવરેસ્ટ કે તેની આજુબાજુના પ્રદેશ સંબંધી આપણું જ્ઞાન બહુજ ઓછું હતું એ વાતનો પણ ખ્યાલજ નહોતો કે એ નેપાલના અધિકારમાં હતું કે



શેકાચ્છતેગ ઉપર હિમગિરિના પ્રવાસીઓએ નાખેલી—

ટીબેટના, અગર તો હિમાલયનાં અન્ય શિખરો સાથે એનો વાસ્તવિક શો સંબંધ હતો. લાંબા સમય સુધી લોકો ભુલથી ગૌરીશંકરનેજ માઉંટ એવરેસ્ટ સમજતા. વસ્તુતઃ ગૌરીશંકર એનાથી ૩૬ માઇલ દૂર છે.

ઇ. સ. ૧૮૫૦ ના અરસામાં એવરેસ્ટ પર્વત-શ્રૃંગ માલુમ પડયો. એનું માપ એ વેળા ૧૫૦ માઇલના અંતરેથી લેવામાં આવેલું. દશ વર્ષ બાદ એ શિખરનું નામ હીંદના અંગ્રેજ સર્વેઅર-જનરલના નામ પરથી એવરેસ્ટ રાખવામાં આવ્યું. આ નામાભિધાન સામે સખત વાદ-વિવાદ ઉભો થયો છે. ઘણા ભૂગોળશાસ્ત્રીઓનો એ મત છે કે આવી મહાન્ પ્રાકૃતિક આકૃતિ-ઓને વધુ યોગ્ય સ્થાનિક નામો હોવા છતાં એમને વ્યક્તિગત નામો આપવાં એ અશુદ્ધ સિદ્ધાંત છે. કદાચ એ સંભવે છે કે એ વેળા એ શિખરનું કોઇ નેપાલી યા ટીબેટી નામ હશે કે નહીં એ જ્ઞાન ન હોય! આખી 'પર્વત શ્રેણીને માટે એક પૌરાણિક નામ હોવાનું મનાતું અને તે 'દેવધુંગા' છતાં આજે હવે આપણે એ માહીતી મેળવી શક્યા છીએ કે ટીબેટના લોકો એવરેસ્ટને 'ચોમો લંગમો' (દેશની માતા દેવી) એ નામે ઓળખતા. ઇ. સ. ૧૯૧૬ માં ડોક્ટર કેલાસે પણ આ વાત કહી છે. આ જ્ઞાન પછી જો એ શ્રૃંગને એ કાવ્ય-મય નામથી સ્વીકારવામાં આવે તો ખોટું નહીં. પરંતુ 'એવરેસ્ટ' નામ એવું તો પ્રચલિત અને પુરાણું થઇ ગયું છે કે એનાથી છુટવું જરા મુશ્કેલજ છે. અંગ્રેજ સત્તાની સાથેજ એવરેસ્ટ, એલ્ફીન્સ્ટન ઇત્યાદિના નામો-રૂપી એ સત્તાનાં અવશેષો થોડાંઘણાં આ દેશમાં કાયમ રહેશે એમ લાગે છે. એ શિખર-ની ઉંચાઇ ચિરકાળ સુધી તો અવલોકનો દ્વારા ૨૯૦૦૨ ફુટની માનવામાં આવતી. આ સંખ્યા અનેક અવલોકનોની મધ્યવર્તી સંખ્યા હતી. હાલમાં કર્નલ સર સીડની બરોર્ડનાં અવલોકનોના પરિણામે એમાં સુધારો કરી એને ૨૯,૧૪૧ ફુટની ઠરાવવામાં આવી છે.



—છાવણી, અને ટેકરાની ભેખડોમાંથી ઊભીના કરતો લનો મઠ

આ શોધખોળના માર્ગમાં લાંબા કાળ સુધી તો રાજનૈતિક અડચણો આડે આવી. એવરેસ્ટ નેપાળ અને ટીબેટના સીમાના પ્રદેશમાં સ્થિત છે. એ ઉભય દેશમાં વિદેશીઓને જવાની આજ્ઞા નથી. નેપાળથી જવાની અડચણ તો હજુ સુધી દૂર થએલી જાણવામાં નથી. સન ૧૯૦૩ ના આક્રમણથી ટીબેટ વિદેશીઓ માટે મોકળો થયો ખરો, પણ કોઇ પણ વિદેશી, અને ખાસ કરીને યુરોપીઅન એવરેસ્ટથી ૪૦ ૫૦ માઇલને છેટે તો પહોંચેલ નહોતો. એટલે એની આસપાસનો પ્રદેશ તો અજ્ઞાતજ રહ્યો હતો. રાયીંગ અને કેપ્ટન રાઇડર ઇ. સ. ૧૯૦૪ માં બ્રહ્મપુત્રા નદીના મુખની યાત્રા કરતાં કરતાં આશરે ૮૦ માઇલ જેટલા દૂરથી ઉત્તર બાજુએ ફરવાથી એ પર્વતનું દર્શન કરવા પામ્યા. એ વખતે એ પોતાના પડોશી પર્વતોથી અલગ એક ઉંચા શિખરના રૂપમાં ઉભો રહેલ દેખાતો હતો. એની આસપાસ પૂર્વ અને પશ્ચિમના પહાડો એનાથી ૭૦૦ ફુટ નીચા હતા. આ મુસાફરીમાં કેપ્ટન એચ. વુડ સાહેબ સામીલ હતા. એમણે નિર્ણય કર્યો કે ભૂતથી બીજા પહાડો સાથે ભળતી દેવામાં આવતો એવરેસ્ટ સર્વથી નીરાળોજ હતો અને બીજું કોઇ પણ શિખર એથી વધુ ઉંચું નહોતુંજ.

કેટલાં વર્ષો તો એવરેસ્ટ સુધી પહોંચવાની એક યોજનાની કલ્પના ઘડવામાંજ વીત્યાં. સન ૧૯૧૩ માં મેજર જે. બી. નોએલે છૂપે વેષે એ શિખર સુધી પહોંચવાના પ્રયત્નમાં ટીબેટની સીમા પર યાત્રા કરી. પરંતુ દૂરથી એ ઓચ્ચારો પર્વતનું નિકટથી દર્શનજ ન કરી શક્યો કારણ ટીબેટી અધિકારીઓએ એને પાછો વાળ્યો. એ પ્રવાસ કેટલો રોમાંચિકજ નહોતો પર્વતયાત્રાનો આનંદ, નોએલ સાહેબ માનતા કે, કેવળ તેજ લોક અનુભવી શકે કે જે કદી પર્વત ચડ્યા હોય. આજે માણસો નાના નાના પર્વતો ચડતાં ગભરાય છે તો પણ ઇ. સ. ૧૭૮૬ માં જ્યારથી યુરોપના ૧૫,૭૮૫ ફુટની ઉંચાઇવાળા માઉંટ બ્લાંકનું પ્રથમ આરોહણ થયું ત્યારથી ઘણા શોખીનો

એથી વધારે ઉંચાં શિખરો ખેડવાનું સાહસ આદરી રહેલ નોંધાયા છે. મનુષ્યની ખંત અને જિજ્ઞાસા આજે નિઃસીમ થઇ છે. કોકેસસ પર્વતમાળાનું ઉચ્ચતમ શિખર એલબ્રુઝ ૧૮,૪૬૫ ફુટની ઉંચાઇનું. ઉત્તર અમેરીકાનું ઉચ્ચતમ પર્વતશૃંગ માઉંટ મેંકકીલે ૨૦,૩૦૦ ફુટ ઉંચું, અને દક્ષિણ અમેરીકાનો સર્વોચ્ચ તેનો પથદર્શક હિમાલયની ઉત્તરમાં કુરાકોરમ પર્વતમાળામાં ૨૪,૬૦૦ ફુટની ઉંચાઇએ પહોંચી ચુકયા હતા. ઉંચામાં ઉંચો તંબુ જો આજ સુધી કોઇએ નાંખ્યો હોય તો તે મી. સી. એફ. મીડનો હતો જેણે ઇ. સ. ૧૯૧૪ માં લગભગ ૨૩,૬૦૦ ફુટની ઉંચાઇ પર (Mount Kamet) કામટમાં પોતાનો ડેરો લગાવ્યો હતો.



વાદળને સિંહાસને વિરાજતુ નગાધિરાજ ગૌરીશંકરનું પશ્ચિમ શિખર

પહાડ ૨૩,૦૮૧ ફુટ ઉંચો અને હિમાલયનાં અનેક શિખરો ૨૩,૦૦૦ થી વધુ ઉંચાઇના એ સર્વ મનુષ્યના પાદસ્પર્શ કરી ચુકયા છે. ઇ. સ. ૧૯૦૫ માં ડોકટર લોંગસ્ટાફ ગર્લા માંધાતામાં ૨૪,૦૦૦ ફુટની ઉંચાઇ પર અને સન ૧૯૦૯ માં ડયુક ઓફ અબ્રુજી અને

ભૂગોળશાસ્ત્રીઓ અને પર્વતયાત્રાના રસિકો માટે એ એટલુંજ આકર્ષક હોઇ એ સ્વાભાવિક હતું કે જગતનું મહાન્ સંશોધક મંડળ રોયલ એશીઆટીક સોસાયટી અને અલ્પાઇન કલબ આ શોધખોળમાં સામેલ હોય. વિશ્વના ઉચ્ચતમ પર્વતના આરોહણ જેવા સાહસમાં તો આ



સાહસમાં ભાગ લેનાર વીર નરો
ઉભેલા : વોલસ્ટન, હાવર્ડબરી હેરન
બેઠેલા : મેલોરી વ્હીલર બુલોક

એ મંડળોના એકત્રિત પ્રયાસો અને ઉદ્યોગ દ્વારાજ સફળતાની આશા રાખી શકાય. બન્ને મંડળોના મુખ્ય મુખ્ય સભ્યોએ મળી મંત્રણા કરી અને જ્યોગ્રાફીકલ સોસાયટીના પ્રધાન લેફ્. કર્નલ સર ફ્રાંસીસ યંગહસ્બંડના નેતૃત્વ હેઠળ એક એકત્રિત સમિતિ ઉભી કરવામાં આવી. સન ૧૯૨૦ ની ગ્રીષ્મ ઋતુમાં કર્નલ હાવર્ડબરી હીંદી સરકારનો સહયોગ પ્રાપ્ત કરવા હીંદમાં આવ્યો. અને એ સરકારે તો પોતાની હમેશની ઉદારતાને અનુસરીને એ સહયોગ આપવા કબુલ્યું. હીંદના હિતના ખાસ પ્રશ્નો શીવાય હીંદની તીજોરીએ આવાં કાર્યમાં તો કદી તળાઉ દેખાડયું નથી. લાસામાં પણ અંગ્રેજોનો સંબંધ એવો હતો કે દલાઇ લામાએ આ અન્વેષણ માટે શીઘ્ર અનુમતિ આપી દીધી.

એ વર્ષના [illegible] પ્રયાસ માટે ૧૦,૦૦૦ પૌંડની અપીલ કર[illegible]માં આવી. ધારણા એવી હતી કે પ્રથમ [illegible]માંજ એ પર્વતનું પરિદર્શન કરવામાં આ[illegible]; અને વાસ્તવિક આરોહણનું કાર્ય તો [illegible]જ વર્ષમાં થાય. આ શોધકમંડળના પ્રધાન લેફ્. કર્નલ હાવર્ડબરી વરાયા. એમાં ચાર પર્વતયાત્રાના અનુભવી ગૃહસ્થો, મી૦ હેરલ્ડ રાયબર્ન (નેતા); ડાક્ટર એ. એમ. કેલાસ, મી૦ જ્યોર્જ લી મેલોરી, અને મી૦ જી. એચ. બુલોક હતા. એ સઘળા આલ્પાઇન કલબના સભ્યો હતા. એમની સાથે ચિકિત્સક અને પ્રાણિશાસ્ત્રવેત્તા તરીકે ડૉક્ટર એ. એફ. સાર વોલસ્ટન હતા. સર્વે ઓફ ઈંડીઆના મેજર મોર્સહેડ રોયલ ઇંજીનીઅર, અને કેપ્ટન ઓલીવર વ્હીલર, ત્રણ ભારતીય સહાયક ભૂમાપકો સહિત એ દળ

સાથે જોડાયા હતા. ભારતના ભૂસ્તરશાસ્ત્રીય ભૂમાપક ડૉક્ટર એ. એમ. હેરનને હિંદી સરકારે એ પ્રદેશના ભૂસ્તરનું અધ્યયન કરવા સાથે મોકલી આપ્યા. પર્વતારોહણનું વાસ્તવિક કાર્ય આદ્યોપાન્ત કરવાનું તે ચાર સભ્યોને સોંપવામાં આવ્યું. જ્યોગ્રાફીકલ સોસાયટીના પ્રતિનિધિઓએ વૈજ્ઞાનિક કાર્ય પોતાના શિર પર ઉપાડ્યું. સારી ટુકડીએ જ એકંદરે પ્રશંસનીય કાર્ય કર્યું અને ભિન્નભિન્ન વિભાગના સહયોગથી એ અપૂર્વ કાર્યમાં સફળતા પ્રાપ્ત થઈ. એ મંડળ વૈજ્ઞાનિક સાધનોથી બેશક સારી રીતે સુસજ્જ હતું. ફોટોગ્રાફીની એમની સાથે પુષ્કળ સામગ્રી હતી.

શિખર જવાનો માર્ગ દર મે માસમાં ખુલ્લો થાય છે, એટલા માટે એ યુક્તિ કરવામાં આવી કે મે માસની મધ્યમાં સર્વ મજૂરો દાર્જીલિંગમાં એકઠા થઈ જાય. એ પ્રમાણે એ મંડળ બે ટુકડીઓમાં વહેંચાઈ મેની ૧૮-૧૯ મીએ દાર્જીલિંગથી ચાલી નીકળ્યું. પ્રત્યેક સાથે ૫૦ ખચ્ચર અને ૨૦ કુલી હતા. બરસાતી પ્રદેશમાંથી પહાડો પર ચડતાં એ મંડળ ઉપત્યકા અને ઉપત્યકામાંથી પસાર થયા અને આઠેક રસ્તે રહી કંપાજોંગમાં જઈ પહોંચ્યા. એ તેજ સ્થાન છે કે જ્યાં ૧૯૧૩ નું મીશન પહોંચ્યું હતું. એ પ્રદેશમાં ઝાડપાનની બહુ જ પેદાશ હતી, નાના પ્રકારના ફૂલઝાડોની વિપુલતા દેખાતી. દુર્ભાગ્યે ચીની સરકારના ધોરીઆ ખચ્ચર પહાડી કામમાં ટેવાયલા નહોતા. એ હિંમત હારી ગયા. એટલે એને પાછા મોકલી એની જગ્યાએ સ્થાનિક પ્રાણીઓ-ગધેડા, બળદ, ટટ્ટુઓ, ખચ્ચરો વગેરે લેવાં પડ્યાં.



ઓક્સીજન વાયુ લેવાનું સાધન. એના વગર પર્વત ઉપર ચડવું અશક્ય હતું

કંપાજોંગની ઉંચાઈ ૧૫,૨૦૦ ફૂટ છે. એ સ્થાન પર પહોંચતાંજ એ મંડળીના અનેક મજૂરો પહાડી બીમારીથી માંદા થઈ ગયા. એ રોગ જળ-વાયુનું અતિ શીઘ્ર પરિવર્તન અને ભોજન સારી રીતથી પાચન ન થઈ શકવાને કારણે થવા પામે છે. ડાક્ટર કેલાસ અતિ નિર્બળ થઈ જવાથી એમને ડોળીમાં ઉપાડી લઈ જવા પડ્યા, અને કંપાજોંગ પહોંચતાં પ્રથમ પડાવે જ ૫ મી જુનના રોજ એમના હૃદયની ગતિ એકદમ બંધ થવે એમનો દેહાન્ત થઈ ગયો. પ્રોફેસર કોલી જેવા મહાન્ પર્વતારોહી ડાક્ટર કેલાસ માટે લખે છે કે એ એક મહાવીર પર્વતારોહી હતા. એમણે હિમાલયના બહુ ઉંચા ઉંચા શિખરો પર ચડવાનો ઉદ્યોગ કર્યો હતો. એજ વર્ષના એપ્રીલ માસમાં એમણે કબ્રુ પર ચડતાં પોતાની શક્તિ ઉપરાંત કામ લીધું હતું અને આ નવીન સાહસ ખેડવાનું શરુ કરતાં પહેલાં એમને આરામ લેવાનો અવકાશ નહોતો મળ્યો. ઇ. સ. ૧૯૨૦ માં એ ગઢવાળથી કામેત (kamet) પર્વત સુધી ચડ્યા હતા અને ૨૩૫૦૦ ફૂટની ઉંચાઈએ પહોંચી ગયા હતા. જો કે એમનું વય ૫૦ કરતાં વધુ વર્ષનું હોવા છતાંએ એ અથાગ પર્વતારોહી હતા. ૧૯૨૦-૨૧ નો આખો શીતકાળ એમણે એજ કામમાં ગાળેલો. લગભગ ૨૦,૦૦૦



નજરની સામેજ, તોયે માનવશક્યતાથી વેગળુ. ઝાંઝવાના—
છાવણીનો પડાવ. આ ઠેકાણેથી એવરેસ્ટ ઉપર ચઢવા છેવટનો—

ફુટ નૃસિંહ શિખર પર ચઢીને એવરેસ્ટ-નાં પ્રકાશચિત્રો લેવા માટે કમરુ પર ૨૦૦,૦૦૦ ફુટની ઉંચાઇથી અધિક ઉંચે પહોંચી ગએલા. ઇ. સ. ૧૯૧૬ માં 'જ્યોગ્રાફીકલ સોસાયટી' સમક્ષ એમણે હિમાલયનાં ઉંચાં શ્રૃંગો પર ચઢવાની સંભાવના ઉપર એક નિબંધ વાંચ્યો હતો. એમનું મૃત્યુ એ દૃષ્ટિએ આ છેલ્લા પ્રયાસને મોટી હાનિ-ખોટ-રૂપજ હતું. આરોહણદળના વડા ડૉ. રાયબર્ન પણ પહાડી અતિસારના માઠાં પરિણામને દૂર ન કરી શક્યા.

કંપાઝોંગની આગળનો રસ્તો પશ્ચિમ તરફ એક એવા પ્રદેશમાંથી થઇને જતો હતો કે જ્યાં પહેલાં કોઇ યુરોપીઅન પહોંચી શક્યો નહોતો. એ બહુ ઉંચો પરંતુ ખુલ્લો અને સુગમ દેશ હતો. ત્યાંના ઓફીસરોને હુકમ મળી ચુક્યો હતો કે આ પર્વતારોહી મંડળીને દરેક પ્રકારની સહાયતા આપવામાં આવે એટલે બને એટલી સગવડતા તો મળી. આશરે ૧૫,૦૦૦ ફુટના ઉંચા મેદાનો-માંથી યારુચુના (ચુ=નદી) વહેણની સાથે સાથે હિમાલયના હિમાવૃત શ્રેણીના કીનારે રહીને જવાતું હતુ. જંગલોમાં જંતુ, પ્રાણીઓ, તળાવોમાં કલહંસ બહુજ મોટી સંખ્યામાં હતા. યારનદીનો માર્ગ સાધારણ રીતે પશ્ચિમાભિમુખ છે. એ એથી મોટી નદી બોંગચુમાં જઇ મળે

માર્ગોનો ભેદ જાણવા માટે આ સ્થળ પ્રથમ પસંદ કરેલું હતું.

ટીબેટમાં કોઇપણ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવું કે માહીતી મેળવવી એ મુશ્કેલ હતું. એટલે દક્ષિણ બાજુના પ્રદેશ સંબંધમાં કંઈ પણ માહીતી ન મળી શકી. પરિણામે શોધના ઉદ્દેશથી ભિન્ન ભિન્ન દિશાએ માણસો મોકલવાં પડયાં. પર્વતારોહી દળ પોતાના બે અનુભવી સાથીઓના અભાવથી આરમાંથી બેનુંજ–મેલોરી અને બુલોક–રહી ગયું હતું. એ વાયવ્ય તળપ્રદેશની શોધ કરવા ૨૩મી તારીખે ૧૮ કુલીઓ લઇને નીકળી પડયા. એમણે રેંગબક શિખર બાજુ હિમાનીની સાથેસાથે ચઢવાનો આરંભ કરી દીધો. એ હિમાની એ પર્વતથી ઉત્તરાભિમુખ નીચે ઉતરે છે. બીજે દિવસે કેપ્ટન વ્હીલર અને ડાકટર હેરન પશ્ચિમ બાજુએ વધુ અંતરે ખોંબુ હિમાનીને માપવાને ચાલી નીકળ્યા. કર્નલ હાવર્ડબરી ૨૬મી ને દિવસે એમની પછવાડે ગયા. કોઇક વખત આ ટોળીની સાથે કે કોઇક વેળા બીજીની સાથે અગર કેટલીક વખત તો સ્વતંત્રપણે ચિત્રો લેવામાં એ મશગુલ રહેતા. મેજર મોર્સહેડ અને ડોકટર વોલ્સ્ટને તીંગરીની પશ્ચિમ અને વાયવ્ય પ્રદેશનું માપ કર્યું અને એમણે બ્રહ્મપુત્રા ઉપર કર્નલ રાઇડરના માપ સાથે જોડાણ કરી દીધું. આ કાર્યવિભાગ દરમ્યાન કોઇ કોઇ વેળા મેળાપ અને અદલાબદલી થતી હતી. ખોંબુ (અગર ક્યેતક) એ એક સુંદર હિમાની–રાશ છે; અને ખોંબુ હિમાની (Glacier) દક્ષિણાભિમુખ એ ટેકરી સુધી પહોંચની નજરે ચઢે છે. એ સમુદ્ર તરફથી ૧૯,૦૦૦ ફુટ ઉંચાઇ પર નેપાળની સીમા પર આવેલી છે. એનાથી આગળ પશ્ચિમ બાજુએ કર્નલ હાવર્ડબરી અને મોર્સહેડે "પુસીલા" યાને મારમોત ટોચના (૧૭,૭૦૦ ફુટ ઉંચાઇ) માર્ગથી "રોંગ શહેર" નદીનું અવલોકન કર્યું.

"રેંગબક" હિમાની (glacier)ના માથા પર અતિ વિશાળ એવરેસ્ટ ખડો છે. એમાં ૧૬,૦૦૦ ફુટની ઉંચાઇ પર એક મઠ આવેલો છે. કહેવાય છે કે ત્યાં ૩૦૦–૪૦૦ તપસ્વીઓ એકાંત ગુફામાં વાસ કરી રહેલ છે. આ શોધકમંડળે ૧૮,૦૦૦ ફુટની ઉંચાઇ પર પોતાના તંબુઓ ઉભા કરી દીધા. અહીંથી એવરેસ્ટ સાત માઇલના અંતર પર હતો. અહીંથી એ લોકો એક ૨૩,૦૦૦ ફુટની ઉંચાઇની ટેકરી પર ચઢયા કે જેથી કુલીઓને ચઢવાનો અભ્યાસ પડે. એકાદ માસ એમણે કુલીઓ પાસે હિમની વચ્ચે કામ કરાવ્યું. ૭મી જુલાઇ સુધી મોસમ બહુજ અનુકુળ રહી. પછી વરસાદની હવા શરુ થઇ અને વરસાદે એ પ્રદેશના પરિદર્શનના કાર્યમાં ખલેલ નાંખી. ઉંચે ચઢવું તો અસંભવિતજ થઇ ગયું. તીંગરીમાં પણ દરરોજ રાતના સમયે વરસાદનાં તોફાન થવા લાગ્યાં; વીજળીના ચમકારા અને વાદળોની ગર્જના શરુ થઇ. નદીઓ ઓળંગવા લાયક ન રહી. પણ દક્ષિણ તરફ વધતાં મોસમ ઠીક આવી. દક્ષિણી હવા શરુ થતાં સાથે વરસાદ બંધ થઇ ગયો. એ પ્રદેશમાં ચોમાસાનાં વાદળાં સીધો વરસાદ ભાગ્યેજ વર્ષાવે છે.

૧૮,૦૦૦ ફુટની ઉંચાઇ પર નાંખેલા તંબુઓની ઉપર મોટાં મોટાં પહાડી શ્રૃંગો આવેલાં હતાં. એ ૨૫,૦૦૦ થી ૨૬,૦૦૦ ફુટ ઉંચા હતા. એ શિખરો પર ચઢવું કઠણ હતું. એ ઉપર ચઢવાને મનુષ્યશરીરને શક્તિબહાર શ્રમ કરવો આવશ્યક છે. રેંગબક હિમાની એવરેસ્ટથી સીધો ઉતરે છે. એની એક શાખા પશ્ચિમથી ૨૦,૦૦૦ ફુટ

ઉંચા પર્વતોના એક મોટા સમૂહમાંથી અને બીજી પૂર્વ દિશાથી નીચે ઉતરે છે. એ બાજુથી એવરેસ્ટ પર ચઢવાનું હવે એમ નહોતું પણ ઉત્તર બાજુએથી પણ ઉપર પહોંચવું એટલુંજ અસંભવિત હતું. ગેગબકની પૂર્વીય શાખા પર ચઢવું એ નાશ દેખાયું પણ એ લાભો ભાગે હતો.

એ પર્વતની ઉત્તર બાજુઆનું પણ જુમાપ કરવા માટે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે 'ખર્તા'થી નૈઋત્ય બાજુ પરના પ્રદેશનું નિરીક્ષણ કરવામાં ગ્રીષ્મના છ માસ ગાળવામાં આવે. ખર્તા નામની એક નદીપર અરણ નામની શાખા સાથે એના મેળાપથી લગભગ માઇલ બે માઇલ પર કેટલાક ગામોનો એક સમૂહ આવેલા છે જુલાઇના આરંભમાં કર્નલ હાવર્ડબરી ખર્તા ગયા અને મુખ્ય શિબિર બદલવાનો પ્રબંધ કરી આવ્યા આ ભ્રમણ દરમ્યાન એક એવી ભૂમિનો પત્તો લાગ્યો કે જે અદ્ભુત મનરમણી હતી એમાં મોટા મોટા મઠો-આશ્રમો અને ગામો, કોમળ ઘાસ અને નાના નાના ઝરણાંઓ, નાના નાના પર્વતોની ગુફાઓમાં તપસ્વી અને તપસ્વિનીઓ હતા. અહીં એવા વન્ય પશુપક્ષી હતા કે મનુષ્યના હાથમાંથી આહાર કરતા બીતા નહોતા.

તીગરીથી જુલાઇના અંતમાં પડાવ આ સ્થળ પર ઉઠાવી લઇ જવામાં આવ્યો. અને ભાડે રાખેલા ઉદ્યાનમાં તંબુઓ માંડવામાં આવ્યા હતા. મકાનનો ઉપયોગ ફોટોગ્રાફીના ઉપયોગ માટે અંધારગૃહ તરીકે કરવામાં આવ્યો. ન તો કોઇ અધિકારી કે ન તો કોઇ ખર્તા નિવાસી એ બતાવી શકતો હતો કે ખર્તા નદીનું મૂળ ક્યાં હતું. કે એ માર્ગે એવરેસ્ટ પહોંચવું સંભવિત હતું કે કેમ. પરંતુ એ એટલું કહેતા કે દક્ષિણ બાજુએ બીજી ખીણમાંથી ત્યાં પહોંચવું કદાચ શક્ય હોય. આ કામાચુની ખીણ હતી. કામાચુ અરણ નદીનો એક ફાંટો છે. કર્નલ હાવર્ડબરીના મત પ્રમાણે આ ખીણનું સૃષ્ટિસૌંદર્ય હિમાલયના કોઇપણ પ્રદેશ કરતા વધુ મોહક છે. એમાંના મોટા મોટાં પર્વતશિખરો આકાશ સાથે ગોષ્ઠિ કરી રહ્યા દેખાય છે, અને બરફના મોટા ટુકડાઓ તુટીને નીચે ભીષણ ગર્જના કરતા ગબડે છે. આ બરફની વચ્ચોવચ્ચ પણ સુંદર લીલીછમ ગોચરભૂમિ આવી રહેલ છે. આસપાસ દેવદારના ઝાડો પણ નજરે ચડે છે. ઉપરના છેડા પર એવરેસ્ટ શિખર શિર ઉંચું કરી ઉભું છે કગશુંગ હિમાની એક મોટા અજગરની માફક એવરેસ્ટની પૂર્વ બાજુની સાથેસાથે નીચે ઉતરતો માલુમ પડે છે. એ બાજુએ આરોહણ કરવા કોઇ સાધ્ય માર્ગ નહોતો: એ વાત જાણવા પર્વતારોહીઓને એ "પર્વત-પૃષ્ઠો"નું લાંબુ માપ કરવાની આવશ્યકતા નહોતી. ખર્તા અને કામા ખીણો વચ્ચે આવેલ ૧૮,૦૦૦ ફુટ ઉંચાઇના "લગભાલા"ના ઘાટમાંથી કર્નલ હાવર્ડબરીની નજરે ત્રણ હિમાની ખીણો ચડી એક મકાલુમાંથી, બીજી એવરેસ્ટ-માંથી અને ત્રીજી નૈઋત્યમાં આવેલાં શિખરો-માંથી નીકળતી.

બીજી ઓગસ્ટના દિને મેલોરી અને બુલોક અને થોડાક સમય પછી એમને આવી મળેલ મોર્સહેડે ખર્તા ખીણનું અન્વેષણ શરૂ કર્યું એના બે દિવસ પછી કર્નલ હાવર્ડબરી પોતાના મનોરંજક ભ્રમણ પર નીકળી પડ્યા. આ ભ્રમણના પ્રતાપેજ આ સુંદર પર્વતશિખરોના મનોહર દશ્યોનાં ચિત્રો આજે આપણે જોવા ભાગ્યશાળી થયા છીએ એ ભેદો આ હિમાચ્છાદિત હિમાની ઉપર અદ્ભુત મુશ્કેલીથી

ચડના. ઉપરે એ (Col) 'કોલ' ઉપર ૨૨,૫૦૦ ફુટની ઉંચાઇએ પહોંચ્યા એ શિખર ઉત્તરે આશરે એક માઇલ પર બીજા એક હિમાની ની આરપાર એવરેસ્ટની પીક પર ઝુકી જોઇ રહ્યો હતો. (એ બીજો હિમાની પૂર્વ રોંગબક હોવાનું પાછળથી માલમ પડયું) એ હિમાની નું શિર ૭૦૦ ફુટ કે તેથી વિશેષ અમનાથી નીચે હતું અને એની આરપાર ઉત્તર કોલ (North Col) ની બીજી બાજુએ પહોંચવાનો રસ્તો પડયો હતો—આ કોલ એજ એમનું લક્ષ્ય હતું. એ 'કોલ' એવરેસ્ટના ઉત્તરની પીઠમા (Ridge) એક ઉંચુ સ્થાન છે, જે મુખ્ય અને પૂર્વીય રોંગબક હિમાનીઓને વિભક્ત કરે છે અહીંથી ચડવાનું સાધ્ય દેખાયું પરંતુ સમય ઓગસ્ટની મધ્યનો હોઇ વર્ષા ઋતુ પુર જોસમા હતી. અને ચોમાસાના બરફે રસ્તાઓ ચડવા માટે મુશ્કેલ બનાવી દીધા હતા ચોમાસું પુરું થાય અને બરફ ઓગળી જાય એની રાહ જોઇ બેઠેલા આ મુસાફરોએ પર્વતથી ૧૮ માઇલ ઉપર ૧૭,૫૦૦ ફુટની ઉંચાઇએ અને બીજી એ ઉપરના ૨૦,૦૦૦ ફુટની ઉંચાઇના શિખરો પર છાવણી નાખી. પછી એ ખર્તા થોડા દિવસ આરામ લેવા ગયા. પોતાના માર્ગની પહેલી મજલ એમણે કાપી કહીએ તો ચાલે, કારણ કે એવરેસ્ટ પર ચડવાનો રસ્તો એમણે શોધી કાઢયો હતો. પછીથી એ પછીના પડાવ દ્વારા પર્વતનું આરોહણુજ ચોકખું શરૂ કર્યું. પ્રથમ ૨૩,૦૦૦ અને પછીનો ૨૫,૦૦૦ ફુટની ઉંચાઇ પર તંબુ નાખવાનો નિશ્ચય કર્યો

ઋતુ સુધરવી શરૂ થવાના ચિન્હો દેખાવા માંડયાં કે તરતજ મેલોરી અને બુલોક ૧૭,૫૦૦ ફુટવાળા પડાવ તરફ આગળ વધ્યા. એમણે એમ આશા રાખેલી કે સપ્ટેમ્બરની શરૂઆતમા ચોમાસું તો પુરું થશેજ એટલે આકાશ કદાચ અડવાડીઆં ખુલ્લું રહેશે. પણ વરસાદે એમનો પીછોજ ન છોડયો. ઉપર ચડવાનો આરંભ કરતાં પહેલાં બીજા ત્રણ મહિના એમને પ્રતીક્ષા કરવી પડી. સપ્ટેમ્બર ૧૬મી સુધી દરરોજ બરફ વર્ષતું રહ્યું. સદ્ભાગ્યે રાતના સુધારાનો લાભ લઇ મેલોરી અને બુલોક ૨૦,૦૦૦ ફુટ સુધી તો પહોંચી ગયા, પરંતુ બીજે દિવસે એથીએ વધુ જોરમાં પડેલ બરફના વરસાદથી પાછા હટ્યા, આખરે ૨૦મી સપ્ટેમ્બર આખી મંડળી ૨૦,૦૦૦ ફુટ ઉપરના પડાવ પર પહોંચી. ઋતુ બગડેલ રહેવાનો સંભવ તો હજુયે હતોજ, પણ મેલોરીને એમ લાગી ગયું હતું કે વધુ થોભવામાં લાભ નહોતો ૨૦મી સપ્ટેમ્બરે સવારમાંજ એ અને મોર્સહેડ ૧૪ પથ્થર પાર કરીને હિમાનીની ટોચ પર "કોલ"માં જઇ પહોંચ્યા. બુલોક અને વ્હીલર પણ એમની પછવાડે ચાલી નીકળ્યા હતા. ૧૯મી ઓગસ્ટે એ લોકો બુલોક અને મેલોરી એક મહીના પર જે ટોચ પર પહોંચેલા હતા, ત્યાં સુધી પહોંચી ગયા.

૨૩ મી સપ્ટેમ્બરે આ મંડળના ૭ સભ્યો—મેલોરી, બુલોક અને વ્હીલર, હાવર્ડબરી, વોલસ્ટન અને મોર્સહેડ (ગાયબનને ૨૦,૦૦૦ ઉંચાઇવાળા પડાવમાં છોડી આવ્યા હતા) ૨૬ કુલીઓ સાથે એ "કોલ"માં પહોંચ્યાં અને ૨૨,૩૨૦ ફુટ ઉંચાઇએ પડાવ નાખ્યો. આ માર્ગમાં વાયવ્ય બાજુના પવનના પ્રબળ ઝોકાઓ આવતા એટલે એનું નામ (વાતમય દરી) "હમપવા" પાડેલું હતું. પરંતુ ગુફાઓ તંબુઓનું કંઇક રક્ષણ કરવાની જગ્યા તરીકે મળી. ઉંચાઇની અસર કંઇ નહિ કે સર્વના ઉપર થઇ હતી મુસાફરોને કદાચ તો આવવા લાગ્યોજ હતો, અને ઉત્સાહ અને



# મીસ મેરી કોરેલી

## તથા

## એમની 'થેલ્મા'માંના કેટલાક વિચારો

લેખક:
રા. ઉસમાનગની "શબનમ"

શ્રીમતી મેરી કોરેલી અંગ્રેજ-મહિલા છે. ઉત્તમોત્તમ નવલકથાકાર તરીકે તેઓ આખા જગતમાં પ્રખ્યાત છે, અને યુરોપ તથા અમેરીકાના મોટા મોટા વિદ્વાનો તથા સમાલોચકો તેમને આધુનિક સમયના નવલકથાકારોમાં પ્રથમ અને સર્વશ્રેષ્ઠ સ્થાન આપે છે. સામાન્ય જનસમાજ તો તેમની કૃતિઓ પર મુગ્ધ છે, અને પ્રકાશકની દુકાન પર કોરેલીનાં પુસ્તકો માટે જબરો મારો હોય છે! આ કંઈ અતિશયોક્તિ નથી, પરંતુ એક સત્ય ઘટના છે. રેનોલ્ડ્ઝ જેવાઓની બીભત્સ અને અશ્લીલ વાર્તાઓના પ્રેમીઓ સંભવતઃ મેરી કોરેલીનાં પુસ્તકો વીશે ગમે તેવો અભિપ્રાય ધરાવતા હોય, તેની આપણે દરકાર કરવાની નથી; જેની મોરલીએ આખું જગત્ ડોલે, તેની માધુર્યભરી અથાગ દૈવી શક્તિનો આપણે વિચાર કરવાનો છે;—અને તે સર્વ મેરી કોરેલીમાં વિદ્યમાન છે.



મીસ મેરી કોરેલી: ૧૯૨૨ માં

"હમ્મીર હઠ"નો લેખક ભલે એક ચોક્કસ વર્ગમાં વધારે વંચાતો હોય. 'ગુજરાતી' ભલે તેના માટે અભિમાન લેતું હોય: પરંતુ "સરસ્વતીચંદ્ર" અને "વેરની વસુલાત"ના લેખક ગોવર્ધનરામ અને કનૈયાલાલ મુનશી, એ ગુજરાતની મહાપ્રભાવશાળી બે વ્યક્તિઓ વીણ ગુજરાત, એક સ્વપ્ન નહીં, પરંતુ



મીસ કોરેલી: ૧૯૧૨ માં

હોય! પૂર્વદેશી વિચારોમાં અને શ્રીમતીના વિચારોમાં કેટલી બધી એકતા અને સાદૃશ્ય!

નવલકથાંના નાયક એરીંગ્ટનનો મિત્ર લોરીમર કહે છેઃ—

"કોઈ સ્ત્રીને તેની હડથી રોકી રાખવા કરતાં વજ્રને વશ કરી લેવું વધારે સહેલ છે!"

"તમે કેવા ભોળા છો! તે અસંભવિત છે! સ્ત્રી એટલી બધી સ્વેચ્છાચારિણી નથી થઈ શક્તી!" થેલ્માએ જણાવ્યું

"શું તમે ખરેખર એવું માનો છો?" લોરીમરે આશ્ચર્યથી પુછ્યું.

"હુંજ શા માટે?—બધાયે એવુંજ માને છે! × × ×. તે કેટલી મોટી મૂર્ખતા કહેવાશે, જ્યારે સ્ત્રીઓ પુરુષોની આજ્ઞામાં નહીં રહે!" થેલ્માએ કહ્યું.

સ્ત્રી-શિક્ષાના વિષયમાં થેલ્માનો પિતા કહે છેઃ—

આધુનિક 'ઉચ્ચ શિક્ષા' સ્ત્રીઓને ન જોઇએ! થેલ્માને ગણિત કે બીજગણિત નથી આવડતું;—તેને સંગીતવિદ્યા આવડે છે; તે જરૂર પુરતું લખી વાંચી જાણે છે. તે શીવાય તે સુતર કાંતતાં અને જાતનાં ગુંથતાં પણ જાણે છે. × × × મારી

ઈચ્છા હતી કે તેની પ્રકૃતિ સુંદર, કોમળ અને તેને આત્મમાનની શિક્ષા આપો, અને અકર્તવ્ય કરતાં મૃત્યુ શ્રેષ્ઠ છે, એમ શીખવો.

થેલ્માને શીખવવામાં આવ્યું હતું — "The three principal virtues of a woman are chastity humility and obedience—પવિત્રતા નમ્રતા અને આજ્ઞાપાલન એ ત્રણ સ્ત્રીના મુખ્ય ગુણ છે."

થેલ્માની પતિભક્તિના વિષયમાં લખ્યું છે કે—To her mind he was all that was great, strong and noble and beautiful—he was her master and king—and she loved to pay him homage by her exquisite humility × × × complete contented submission × × × She could not understand the possibility of any wife not rendering instant and implicit obedience to her husband, even in trifles.

અર્થાત્

તેને પોતાના પતિદેવમાંજ સર્વ મહત્તા, મહાનુભાવતા, બળ તથા સૌન્દર્યનું સ્થાન દીસતું હતું. માધુર્યભરી વિનયશીલતા, અને સંપૂર્ણ સંતોષયુક્ત આધીનતાપૂર્વક પતિની ઉપાસના કરવાનું તેને બહુ પસંદ હતું. તે સમજી શકતી ન હતી કે એવી કોઈ સ્ત્રી પણ હશે સંભવિત છે જે પણી નાની નાની બાબતોમાં પણ પતિદેવનું પુરેપુરું આજ્ઞાપાલન ન કરતી હોય!

વહાલા વાચકો! પાશ્ચાત્ય સભ્યતાની આધુનિક દશાથી આ વિચારોની તુલના કરો! યુરોપમાં કેટલી સ્ત્રીઓ આવા વિચારની હશે? જો હોત તો ત્યાં Divorce છુટાછેડા—તલાક નામાઓનું આટલું પ્રબળ પ્રમાણ ન હોત!

નગરના અમુક પ્રપંચી મનુષ્યોએ થેલ્માને ઘણીયે વખત ભંભેરવાના પ્રયત્ન કર્યાં કે તેનો સ્વામી કોઈ અન્ય સ્ત્રી સાથે પ્રેમ રાખે છે! પરંતુ તે કદી આવી વાતો પર વિશ્વાસ લાવતી નથી! અંતમાં જ્યારે તેને પ્રમાણસ્વરૂપ એક પત્ર દેખાડવામાં આવે છે—જેમાં લખેલી બાબતોનો મૂળ આધાર કેં જુદોજ હતો—તો તે ઘણી દુખિત થાય છે છતાં તેણે તેનો દોષ પોતાનાજ માથે રાખ્યો. તે પિતાને ઘેર ચાલી ગઈ જતી વખતે એક પત્ર રાખી ગઈ, જેમાં લખ્યું હતું —

પ્રિયતમ!

' × × × હું તેનો આશય બીલકુલ સમજી શકતી નથી પરંતુ જણાય છે કે તમે તમારી દાસી થેલ્માથી થાકી ગયા છો પ્રિયતમ! હું તમને દોષ નથી દેતી, કારણ મને વિશ્વાસ છે કે કોઈ પ્રકારે મારાથી અપરાધ થયોજ છે! × × × આ હૃદય તમારૂંજ છે, અને મૃત્યુ સુધી તમારાથી મારો સ્નેહ અટલ રહેશે હું તમને કિંચિત્‌માત્ર દોષિત ગણતી નથી, તે ધ્યાનમાં રાખજો. દુઃખ માત્ર છે તે એટલાજ માટે કે તમે મારા પ્રેમથી થાકી ગયા! તમે મારા પર સદાયે દયાળુ રહ્યા. યદિ તમે મારા કરતાં બીજી અનેક સ્ત્રીઓને અધિક પ્રેમ અર્પશો તો પણ તમારા પર મારો સ્નેહ તેવો ને તેવોજ રહેશે, તો પણ હું તમારી નિમિત્તે મરવા માટે તત્પર રહીશ! આ વાત સદાયે સ્મરણમાં રાખજો કે આપણે એક બીજાથી ભલે ગમે તેટલા દૂર હોઈએ, સમસ્ત સંસાર આપણી વચ્ચે ભલે આવી પડે, તો પણ હું છું અને સદા રહીશ—

તમારી સ્નેહમયી દાસી,
થેલ્મા.

તે પહેલાં પણ તેણે પોતાનેજ દોષિત લેખી હતી. તે કહે છે—

ના, યદિ તેમ થયું તો તેમાં મારો દોષ છે, તેમનો નહીં' જ્યારે એક પુષ્પ તમારા હાથમાં ઘણી વાર સુધી રહે છે, તો તેની સુગંધ ઉડી

જેનો મુળ રંગ ઓળખી કાઢવામાં ચતુર
તારો પણ ગુંચવાય એવું અબોટીઉ પહેરી,
.ડામાંથી બહાર અને બારણેથી રસોડામાં-
તાને ઘેર નાતગંગા નોતરી હોય, ને જે



વીરન નેતર મારનર મૂછે,
ફંદન ગુદર લોટનરામરે,

ઉમંગથી યજમાન ઘુમે ને ઉમંગથી-કોઇની
થાળી તો કોઇનો લોટો અથવા કોઇનું આખું
શરીર ઓળંગી જનારી સ્ફુર્તિભરી પ્રચંડ
મતિને, અત્યાર સુધીમાં કેટલીયે 'ચોરાશી'
જમાડવાનો સંતોષ થયો હોય તો તમે તેની
અદેખાઇ નહીં કરો એમ ધારુ છું. મારાં
સ્તોત્ર મારે મોંએ કહેવાનો પ્રસંગ આવતાં કહી
દેવું પડે છે કે બીજા લોજોમાં ફીક્કું
અને ગમે તેવું ખાઇને કંટાળી ગએલા કેટલાયે
લોકો કનેથી મારી કુશલતા માટે વણમાગ્યો
ધન્યવાદનો વરસાદ વરસ્યો હતો.

દિવ્યગંગાનાં વહેણની જેમ, મારા જીવન-
નું વહેળાઉ છુપું વહેતું. અમારા
લોજમાં આવનાર લોકોને
જણાતું મારું જીવનઝરણું
તે મારું જાહેર જીવનઃ
અને ભાયખળા ઉપરની
ખોલીમાં રહેતાં એકલો
ગાળતો તે મારું અવધૂત
જીવન.

લોજનું કામ પરવારી-
ને ઘેર આવ્યા પછી મારો
પ્રિય વ્યવસાય કવિતા કરવા-
નો હતો, તે જાણી તમે
વખતે ભડકશો. સહવારસાંજ
ચુલો ફુંકનાર તથા રોટલા
ઘડનારને કવિતા-કરવાનો
શોખ-એ સંભવે પણ
ક્યાંથી? પણ, સજ્જ્નુર,-
ઇતિહાસમર્લિ ભૂતકાલમાં
અહેજ રોકીઉ કરવાં લાગો
એટલે બધુંયે સમજાશે.

મારા પિતા એક
ગામડામાં જકાતના નાકા
ઉપર કારકુન હતા. મારું ગુજરાતી
શિક્ષણ એમની દેખરેખ તળે થયું, પણ,
છોકરાને આગળ અંગ્રેજી શીખવી મોટી
મામલતદારી અપાવવી, એવી અનિષ્ટ મહત્વા-

કાંક્ષા એમના મનમા થવાથી, મને અંગ્રેજી ભણાવવા અમદાવાદમા મારા પીત્રાઇ કાકાને ઘેર મુક્યો.

થોડું અંગ્રેજી ભણ્યા બાદ સોબતને લીધે મને નાટકનો નાદ લાગ્યો. નાટકમાંના ગાયનો સાંભળી, મને પણ કવિતા કરવાની સ્ફુરણા થવા માંડી, અને હું ગીતો રચતો અને ગાતો. કવિતાદેવીની કૃપા એટલી બધી કે એક દિવસ, નીશાળમા લેસન ન કરી જવાને લીધે મારા માસ્તરે મને બહુ ઠપકાર્યો. એ પ્રસંગના સ્વરૂપ બીજેજ દીવસે મેં છોકરાઓને ક્લાસમા નીચેનો શ્લોક ગાઇ બતાવ્યો —

( દ્રુત વિલંબિત )
"નીરખ નેનર માસ્તર મુઢ રે
ફીકર ગાયમેં કાંઇ શી કરે રે
કહત સુંદર લોટનરામ રે
રીઝત બહુરત્ન તમામ રે"

આ શ્લોક માસ્તરને કાને જતા તે એટલા બધા ખુશ થઇ ગયા કે એમણે હેડ માસ્તરને મળી, મને આખી નીશાળમાં ફેરવ્યો, ઘટતુ સન્માન કર્યું. અને નીશાળના અભ્યાસની પીમાંથી કાયમને માટે છુટો કર્યો. મારે તો એજ જોઇતુ હતુ. મેં એમનો ઉપકાર માન્યો.

• ( ૨ )

નીશાળ ઉઠ્યા પછી મેં મારા ગોઠીઆ મારફત નાટક કંપનીમા મારી ગોઠવણ કરી લીધી. કંપનીમા બધા કામ માટે પુરતાં માણસો હતા પણ બીચારા રસોઇઆને કોઇ મદદ કરે એવુ નહોતુ. મને જરા આગળ એની ફરીઆદ સાંભળી હતી. એટલામા હું નવો આવેલો એટલે મારી નીમ- ણુક એ કામ ઉપર થઇ.

શરૂઆતમા મે વાસણો ગાળાગાળા કર્યા. મારી ઉપર કવિતાદેવીનો આટલો બધો અનુ ગ્રહ છે તો મુખ્ય નાયિકાનો, અને એમ નહીં તો નિદાન નાયકનો પાઠ મને કેમ ન મળવો જોઇએ એવી જબરી હઠ મે લીધી પણ એથી કંઇ વળ્યુ નહીં અને મારે ભાગે આવેલુ કામ કરવું છુટકો રહ્યો.

કાવ્યદેવીના અનુગ્રહની જોડ થોડા વખત- મા પાકદેવીનીયે નવી કૃપા મને થઇ. વચ્ચે વચ્ચે મને એકાદ સુંદર પાઠ આપવાની સૂચના હું કરતોજ હતો પણ કોણ જાણે શાથી મેનેજર માલિકની નજરમા એ વાત ઉતરતી જ નહીં

છ દરમીઆનના મોટા નાટકમા, નાનાલાલના પ્રેમ જેવડા મહત્ત્વ નાટકો ભજવતા ભજવતા નકામા થઇ રહી ગયા. એટલામા અમારી કંપનીના 'નટવર' કંપનીના સૂત્રધાર- માલીકનુ મતપરિવર્તન-એકની એક પુત્રીને રમની રાધિકા બનાવવા મનોરથ હતો. રાધિકાને ઘેલી કરી. કંઇ ધનધન નચાવ્યુ. આખરે અણગમ આકર્ષણવાળો સ્નેહ છળ્યો. એકાએક કંપનીના માલીકે બે પાટો ગુમાવ્યા ને કંપની તુટી. આ વખતે કંપની મુંબઇમાં હતી

થયુ વિશાળ મુંબઇ નગરીમા નોકરી વગર મે આથડવા માંડ્યુ મે ક્યાંક ઠેકાણે કારકુની મેળવવાની ખટપટ મેં ચલાવી. પણ હું પહેલાં નાટક કંપનીમાં હતો એવી ખબર પડતા મને કોઇએ બારણે પણ ઉભો ન રાખ્યો. છેવટે નાસીપાસ થતા મે ચંપનરામ તરવાડીના હીરુ લોજમા ખાવુપીવુ ને દશ રુપીઆની નોકરી સ્વીકારી, અને ભાય- ખળામા પાંચ રુપીઆની ઓરડી ભાડે લઇ ત્યા રહેવા માંડ્યુ

સપતરામે મુંબઈમાં પરદેશી લોકોને જમવાની સગવડ મળે તેવા ઉદાર હેતુથી જ્યારે એમણે લોજ કાઢ્યો ત્યારે પોતાને ગામથી વિધવા બેન તથા તેની છોકરીને પોતાની સાથે લાવ્યા હતા.

ભાણેજની ઉમ્મર હજી ચૌદ વર્ષની થઇ હતી. પણ સપતરામને એને માટે મન ખુશે એવું ઠેકાણું જડી આવ્યું નહોતું સપતરામનો વિચાર હજાર દોઢ હજાર રૂપીઆ લઇ એને માટે 'ડોસો ને ડાચલો' જોવાનો હતો. પણ એમની એ શુભેચ્છા બર આવે એમ હમણાં તો લાગતું નહોતું એમના આ વિચારમાં કમળીની મા સમરત આડે આવતી તોપણ સપતરામે કંઈ છેક આશા મુકી નહોતી

કમળી—સપતરામની ભાણેજ કંઈ વિશેષ સુંદર હતી એમ નહોતું પણ ફક્ત બહુ દિવસના સહવાસને લીધે, અને કોઇએ લખ્યું છે તેમ "ન જોય પ્રીતિ રૂપ. ગુણ, ધનને, લગન લાગ લઇ અવર પથકમે '—તેથી જો પરણું તો એનેજ પરણું એમ મને થએલું પણ એ બને કેમ?

સપતરામ આગળ વાત કાઢવાની જોગવાઇ-જ નહોતી. તેથી એક દિવસ બપોર પછી સપતરામ જોડેના પાનવાળાની દુકાને બેઠા છે એવી સધિ જોઇને, સપતરામની બેન સમરત શાક સમારતી હતી, તેની સામે જઇને મેં બેઠક જમાવી ક્યાં સુધી શાકભાજીની આડીઅવળી વાત નીકળ્યા પછી મે વાત છેડી. 'સમરત બેન, હજી સુધી કમળીના વીવાહનું કંઈ કરતા નથી,—એ તે કેવું કહેવાય?'

સમરતે એક મોટો નીસાસો મુકી કહ્યું—"સપતભાઇ કંઈ તજવીજ કરે ત્યારેને!"

'સપતરામ એટલે તો પૈસાનાજ સગા, પૈસાના—' મે આમતેમ જોઇને ધીમેથી કહ્યું "પેસાના લોભમા ને લોભમા બીચારી છોકરીને તો ઘરડી ડોસી કરી મુકશે, સમજ્યા?"

'પણ હુ એમ થવા દઇશ ત્યારેને? જોઉં છુ થોડા દિવસ રાહ જોઉં છું. નહીં તો ગામ જતી રહીશ'

એટલા માટે કંઈ ગામ સુધી જતાં રહે-વાની જરુર નથી અહીંજ જો મનમાનતુ ઠેકાણું મળી ગયું તો?" મે બીતે બીતે સૂચના કરી

"તારા ધ્યાનમા કંઈ છે કે શું?" સમરતે ઉત્સુકતાથી પુછ્યુ આવા અણધાર્યા સવાલ માટે હુ તૈયારજ નહોતો તેથી દીલમાંની સુચ કણે કણે મે ઉકેલી 'મા ના ની ની.. હાલ તો શું. ૫ ૫ ..ણ હુ .જ જાતે પરણવા તૈયાર છુ'

સમરત હાથમાનુ શાક ઢેફળ મુકી મારી સામે ટકટક જોઇ રહી—"મેર મુવા રમોટ્યા,—કહે છે પરણવા તૈયાર છુ!' બોલતા બોલતાં સહેજ લાજ–શરમ તો રાખવી હતી–ચૌદ વરસ જેવડી છોકરી મોટી કરી ને તારા જેવા રમો-ટ્યા ભરને દઇ અવતાર બાળવા સારુ? ચાલ, ઉઠ અહીંથી—"

આમ કહેતા એ ચંડીસ્વરૂપ શેઠાણીએ વિકૃત મુખમુદ્રા અને લાલચોળ નેત્રે મારી તરફ જોયુ પછી હું અશ્લિષ્ટ જાણુ છુ, કવિતા કરી શકુ છુ ને તેની ચોપડી વેચી સત્તાવાળા દુકાનદાર જેવી પરચુરણ સામાનની દુકાન કાઢી તેના જેવુ ખુબ કમાઇશ એવી આશા ભરેલી વાણીમાં આપી એટલે એનો રોષ સહેજ ઉતર્યો. એ હસી પડી. અને બોલી—"ઠીક, તુ પહેલો દુકાન તો માંડ પછી બીજુ જોઇ લેવાશે.'

મારો આનંદ તો આ સાંભળીને માય નહીં. મારા પગમાં એકાએક બળનો ઝરો ફુટ્યો હોય એમ થયું. હું સડપ લઇને ત્યાંથી ઉઠ્યો, અને બીજા કામમાં લાગ્યો.

(૪)

લોજના કામકાજથી પરવારી જઇ "ધવાયેલું જીગર" ત્રણ ચાર રાતના ઉજાગરા પછી પુરું થયે એ શુભ વર્તમાન લોજમાં જઇ સમરતને કહ્યા ને ઉમેર્યું. "હવે તમે જરાકે જીવ ઉંચો રાખશો નહીં" પછી ઘડીનોયે વીસામો લીધા વગર, વારતહેવારે પહેરવાનાં સરસ લુગડાંથી શણગારાઇ એક પ્રસિદ્ધ ગ્રંથપ્રકાશક કંપનીની ઓફીસ તરફ જવા નીકળ્યો. હીંડતા જવાથી રખેને મારી કીંમત હલકી થઇ જાય, એમ ધારીને એક વીકટોરીઆ ભાડે કરી, પેલી કંપની આગળ સ્આબભેર ઉતર્યો.

અંદર જઇ કવિતાનો થોકડો એકદમ મેનેજરના ટેબલ ઉપર મુકયો, અને શા કામસર ત્યાં આવી ચઢ્યો હતો તે વાત કહી.

મેનેજરે એ થોકડો એમનો એમ ઉંચકી મારા હાથમાં મુકયો, અને બહુ વિનય બતાવવા જેવું કરી કહ્યું-"અમારે ત્યાં હમણાં બહુ કામ સીલક પડેલું છે તેથી નવાં કામ હાથમાં લેવાનું અમારાથી બનતું નથી-માટે દીલગીર છીએ—"

"પણ તમે જરા વાંચી જોઇને-" મેં બહુજ સંભાળથી, ચાંપી ચાંપીને બોલવાની શરુઆત કરી.

"એંહ. હમણાં અમને જરાયે સવડ નથી-આવજો ભાઇ, નમસ્તે!"

બીજે દિવસે પેલું કાવ્ય બગલમાં મારી, હું એક પ્રસિદ્ધ માસિકના તંત્રીને ત્યાં ગયો. પહેલી દસ બાર લીંટી ઉપર આંખ ફેરવીને તંત્રી મહાશય બોલ્યા, "અમે જ્યારે આવી કવિતા છાપવા માંડીશું ત્યારે—" પણ આગળના ઉદ્‌ગાર સાંભળવાને હું ઉભો રહું ત્યારે ને?

સાંજે લાગ જોઇને સમરતે છાનુંમાનું પુછી લીધું, "કેમ અલ્યા લોટનરામ, આવ્યા કે તારા રુપીઆ?"

મેં બન્યું એટલું ડાચકું મોં રાખી કહ્યું, "એંહ, રુપીઆ મળતાં કેટલી વાર? હજી મને ક્યાં કે જવાને નવરાશ મળે છે?"

(૫)

બીજા પાંચ સાત દિવસ નીકળી ગયા. એટલા વખતમાં હું કૈં કૈં પ્રકાશકો, તંત્રીઓ અને ચોપડીઓ વેચનારાઓને ત્યાં આથડ્યો. પણ મારા સુંદર કાવ્યને છપાવનાર કોઇ રસિક સહૃદયી મળી આવ્યો નહીં.

આટલું થયું એટલે મારા પગ પાછા પડ્યા. મારા "ધવાયલા જીગર" માટે કૈં પણ બદલો મળવાની જરાયે આશા રહી નહીં. આટલું છતાંયે, કોઇ કહેશો કોણ જાણે કેમ, મને કમળીની રટ લાગતી ગઇ. લગ્નમંગલ ક્યારે વરતાય તેની ઝંખનામાં હું જાગી ઉઠતો. સમરતની પુછપરછ 'તો રોજ ચાલુજ હતી. તેથી ગમે તેવું કારણ ગોતવી કાઢી, બીજા પણ એવાજ નિરર્થક પ્રયાસથી મારે એટલી ઘડી સાચવી લેવી પડતી.

દશબાર દિવસને અંતે સમરતની ધીરજ ખુટી અને કંટાળી જતાં તે તડુકી,-"મને તો બા તારામાં કૈં ભલીવાર જણાતો નથી. કૈં નહીંને તું આવો લહેરી અને બાગરીઓ ક્યાંથી! હવે તો જો સોમવાર પહેલાં રુપીઆ

આણીશ તો ઠીક છે, નહીં તો સમજજે કે મારા જેવું કોઇ બુરું નથી—"

સોમવારને ફક્ત ત્રણ દિવસ બાકી હતા તેવામાં એક સુંદર સવારે સૌજામાં અત્તનવો રંગ જામ્યો ઘીની ભરેલી એક બરણી કમળાની ઠોકર વાગતાં ફુટી. સપનરામે એ જાણતાં તેનો વાંસો ખુબ હલકો કર્યો ઘીથી ભભૂકેલો એમનો ક્રોધાગ્નિ શમાવવા સમગ્ર શુભાશુભ કરી યત્ન કર્યો પણ મે તો જુદોજ ચમત્કાર દેખાડ્યો

એ ઘડીએ હાથમાં નતાકનું ઉનું ઉનું ટાંકુ લઇને હું પીરસવા આવી ચઢ્યો બનેલી વાત મને સહેજસાજ સમજાઇ જતાં —હું ખમા મારી પોતી દીનબાળાને છોડવવા કોઇ સુગ્રીવ જેમ તીર મારે ન મહે—અથવા તો પવનચક્કીને દૂરથી રાક્ષસ ધારી શૂરમાં આવી જઇ, ડૉન ક્વીક્ઝોટની જેમ, કટાએલી તરવાર ઉગામી કોઇ ધીંગવા માંડે—અથવા કોઇ તપોધન ઋષિ ક્રોધમાં આવી જઇ દુર્ભની મેગ્નુ અસ્ત્ર મંત્રીમ નીને શત્રુનો પરાભવ કરવા ફેંકે જાય—તેમ, સમગ્ર તથા કમળીની વહારે ધાઇ. તેમને ખુશ કરવાની આ અણધારી તક આવી છે એમ મને લાગ્યું. આવા વિચારોની ધુનમાં ને ધુનમાં, સપનરામના ઉઘાડા પેટ ઉપર એક પછી એક વંતાકની ચીરી મેં ફેંકવા માંડી

પરિણામે અલબત મે નોકરી ખોઇ બધી બાજી ફગી ગઇ મનના મનોરથ બોખ બેગા થવા લાગ્યા પણ સનમને ખાતર એ બધું કીમ ગણુંજીમા એમ વિચારી મન વાળ્યું

(૬)

બીજે દિને નોકરીની શોધમાં રખડીને રાણીના બાગ પાસે હું લોથપોથ થઇ પડ્યો

અંધારું થયું તોએ હું ત્યાંજ બેસી રહ્યો. મારા તપસના મગજમાં કૈં કૈં વિચારમાળાઓ ઉછળી રહી હતી એટલામાં મે દૂરથી એક મોટરકાર આવતી દીઠી, ને મને કૈં થયું—શું થયું તે ક્યાંથી કહી શકું? ફક્ત એટલુંજ મને યાદ છે કે હું એકદમ છલંગ મારી એ મોટરના રસ્તા વચ્ચે આવી ઉભો. પેલી છોકરાની વાન-વાળી બકરીની પેઠે કૈં દાખુ લેવા ગાડાની વચ્ચે હું આવી ઉભો. અથવા તો જગતનું ઉદરધ્વંસ છોડી જવાને વખતે એ છલંગ મે મારી હોય—એમાંથી કયું મારાથી ચોક્કસ પણે સમજાતું નહીં પણ એનું પરિણામ તો કૈં ઓરજ આવ્યું એટલું હું કહી શકું ખરો. ડ્રાઇવરને લાગ્યું કે આગળનો રસ્તો બંધ છે. તેથી તેણે મોટર રોકી. અને પુછ્યું. "શું છે?"

મારા મોંમાથી ધ્રુજતો અવાજ નીકળ્યો—"મને ઠેર મારી નાખો!"

આવી વિચિત્ર માગણી સાંભળતા, મોટરની પાછલી બેઠક ઉપર બેઠેલા એક ગૃહસ્થે ઉભા થઇ કહ્યું—'હું ગુન્હાને માલુમ મારતો નથી. અમારા દીવખુશરામનેજ એ કામ કરમાવો!" એની જોડે બેઠેલા દીવખુશરામે મને પગથી માથા સુધી એકસરખો જોઇ રહી કહ્યું. "હું તમને પુછું છું માહેબ, આપ કયી ગાડાની હાસ્પીતાલમાંથી અહીં આવી ચઢ્યા છો?"

મને તો હવે ઉભું રહેવું ભારે પડ્યું, અને ધબ લઇને હું બેસી પડ્યો. દીવખુશ-રામનું હૃદય મીણ જેવું હશે, તેથી તે સહસા ઓગળ્યું. એમને મારી દયા આવી મને ઉપાડી ડ્રાઇવરની સાથે બેસાડ્યો.

એમને બંગલે પહોંચ્યા એટલે આ પાંચપોશાક શાંત કર્યા પછી તેમના આગ્રહથી તેમને મારી અથેતિ કહી સંભળાવી જેમ વાંચવા આપ્યો.

થોડીક વારમાં એ કાગળીઆં હેઠળ મુકી દીલખુશરાય બોલ્યા "કાવ્ય છે તો સરસ. લખાયું છે સારું, પણ—"

મારા હૃદયમાં ધબ્બ થયું. ફરીથીયે પાછું "પણ?"

"—પણ, કહેશો આખી દુનીઆમાંથી કોનું હૃદય ઘવાયું નથી? કોઇ ઘવાયજ નહીં તો હકીમોના મલમપટ્ટા લોકો શેં લગાડતા હશે? આપણા માટીના માળખાને લોખંડનું કાં ન બનાવ્યું સરજનહારે? ઘાયલ હૃદયને રુઝ લાવનાર, અકસીર મલમ સાંભળ્યો છે તમે કદી? "અજબ મરહમ" કહે છે તે એજ, નહીં વારુ?"

"ખરેજ, શેઠજી, એજ" વગર સમજ્યે મેં ધીમેથી ઉત્તર દીધો.

"આ કલિયુગમાં તો "સંસારમાં સ્વર્ગ" ઉતારનાર, "પહેલું સુખ તે જાતે નર્યા" બનાવનાર, "ઘાયલકીગત ઘાયલ જાને" એમ કહ્યું છે તે પ્રમાણે ઘવાયલાં હૃદયને દવા દેનાર તો દિવ્ય ઔષધીઓજ છે ને? લોખંડનું સોનું બનાવનાર કીમીઓ ઓરા હશે, પણ આ માટીના શરીરને તાંબા જેવું સુદૃઢ બનાવનાર સાચ્ચો કીમીઓ તો વૈદ્યશાસ્ત્રીઓની રામબાણ દવાઓજ; કેમ ખરું ને, કવિરાજ!"

"બેશક, ખરી વાત, શેઠજી."

"તો પછી સાંભળો. 'ધી ટેમ્પ્લેટ ફાર્મસી'-ની 'દુઃખમાં દોસ્ત' નામની દવાનો હું સોલ એજન્ટ છું. જાહેર ખબરો માટે જેટલું ખરચવું પડે તેટલું ખરચવાની મને સત્તા મળેલી છે. આ તમારું કાવ્ય અમને જરૂર કામ લાગશે. ફક્ત એની ટેવટમાં વીસપચીસ લીટી એના અર્થની ઉમેરો કે—"ઘવાયલાં જીગર."નો વહાલો વીસામો, અમારો 'સુખમાં સાથી' યાને 'દુઃખમાં દોસ્ત' છે. વીસમી સદીમાં જીવનમાં અમી રેડનાર, દુઃખીઆંને દીલાસો દેનાર કોઇ સચોટ સાધન હોય તો તે દીનબંધુ 'દુઃખમાં દોસ્ત'—તમને એ બદલ ચારસો રુપીઆ મળશે. છે કબુલ?"

"ઘણી ખુશીની સાથે."

"તો લો, પહોંચ લખી આપો, અને લો એમાંથી અડધી રકમ—" એમ કહી દીલખુશરાયે ખુણામાં ગોઠવેલી તીજોરી ઉઘાડી બસેં રુપીઆની નોટો મને ગણી આપી. વળી બોલ્યા, "અને આમ જુવો; 'ધી ટેમ્પ્લેટ ફાર્મસી' હજી બીજી પુષ્કળ, 'રોગ હન્નર ઓવર બાર' જેવી, એક દવા વડે અનેક રોગ જડમુળમાંથી મટાડનાર અમોઘ દવાઓ બનાવનાર છે. એની પણ જાહેરખબરો માટે અમારે જુદાં જુદાં કાવ્યોની જરુર પડશે જેથી લોકોમાં પણ આપણી દવાઓની વાહવાહ ગવાતી જાય. તો જો તમારી ઇચ્છા હોય તો દર મહીને પચાસ રુપીઆના પગારથી અમારે ત્યાં નોકરી રહી જાઓ. માત્ર ત્રણ વર્ષનું એગ્રીમેંટ લખી લઇશ."

ઉપકારભારથી દાબ જવાને લીધે મારો કંઠ ગળગળો થઇ ગયો. માંડમાંડ હું બોલી શક્યો—"શેઠજી, 'મારા ઉપરની આપની કૃપાએ તો આરો આંક વાળ્યો.

"બંગલાની પછવાડે એક ઓરડી આપીશું ત્યાં તમારે રહેવું પડશે," પાછો ગમે એવો એક વધુ હુકમ દીલખુશરાયે છોડ્યો.

"ઠીક, સાહેબ." એટલામાં સાડાનવના ટકોરા થયા, અને જમવાની તૈયારી થઇ છે એવી દીલખુશરાયને વરધી મળી. એટલે હું

સાંભળ્યા છે. વ્યાખ્યાનમાં વચ્ચે વચ્ચે એમનો સાધુપરિવાર સ્તોત્રો ઉચ્ચારતો, ને

ચતુરા! ચેતજે રે!
લલના! લેખજે રે! કે જોબન દો દિનરો ઝલકાર:

× × ×

અપને હી રંગમે રંગ દો,
પ્રભુજી! મોકો 'અપને હી રંગમે રંગ દો.'

એ ને એવાં સ્તોત્ર જ્યારે જ્યારે એમનો સંતસંઘ અંતસ્વરો પ્રલંબાવીને લલકારતો ત્યારે ત્યારે રાજગૃહી નગરીના નગરચોક વચ્ચે બુદ્ધભિખ્ખુઓનાં નગરસંકીર્તનોના સ્તોત્રઘોષની કલ્પના જાગતી. કો મહાશિલ્પીને બુદ્ધ ભગવાનની મૂર્તિ ઘડવાને Model મનુઆદર્શ જોઈતો હોય તો શ્રીલાલજી મહારાજ સમોવડ બીજો તો હજી દીઠો નથી કે દાખવું. રતલામમાં આચાર્ય શ્રીઉદયસાગરજી મહારાજે ઉચ્ચારેલ 'સાગર વર ગંભીરા' એ આશીર્વાદભાવનાની શ્રીલાલજી મહારાજ દેહમૂર્તિ આત્મપ્રતિમા હતા.

એવા સાધુદેવનાં દર્શન કરવાને કાજ વિ. સં. ૧૯૮૭ના ચાતુર્માસમાં પદ્માઆરજીને ઘોરવાડથી રાજકોટ નોતર્યા હતા.

શ્રીલાલજી મહારાજની વ્યાખ્યાનભાષા તો હીંદી-મારવાડી ગુજરાતીના અજબ સંમિશ્રણરૂપ હતી, ને કો સુગાળવા ભાષાશાસ્ત્રીને તો એ સાંભળી ભાષાપાંડિત્યનું વમનજ થાય. પણ ભાષાનાં અણઘડ ભાગનાં એ ઉપદેશોમાં શાં જ્ઞાન ને શા વૈરાગ્ય, શાં તપ ને શાં સંન્યાસ, શો ઇતિહાસ ને શી ઉદારતા વિસ્તરતાં! ઉપદેશનવશીઓની અનુદારતા ને સંપ્રદાયની નાનકડી પોળોમાં તકરારીઓ ભારતા બુદ્ધિવાદ સુણ્યા ને નીરખ્યા છે. આધુનિક ઇતિહાસશાસ્ત્રીઓથી ઉત્તમ સાંપ્રદાયિક આચાર્યોના વ્રતનિયમસંયમ પાળવે સાંપ્રદાયિક છતાંયે મહાતપસ્વી આ સંતદેવના ઉરભાવની ને વ્યાખ્યાનવચનોની ઉદારતા, સીમાબાંધ્યા વાડાઓની નહીં પણ નિઃસીમ, વનરાજને વિચરવાના મહાવનના વિસ્તાર સમી આકાશવિશાલ હતી. નિર્ઝરતી વર્ષાને પૃથ્વીસીમાઓ બાંધે છે? વરસતાં સૂર્યકિરણો દેશવિભાગરેખાઓ વરસે છે? કે મહાસંતોના મેઘ એમ વરસે? ગણિતવિષયમાં પાશ્ચાત્ય ગણિતમાં બીલીઅન-ટ્રીલીઅનથી સંખ્યાગણત્રીની હદ આવે છે; આર્ય ગણિતમાં પરાર્ધને આપણે પરમ કોટિ ભણ્યા છીએ: શ્રીલાલજી મહારાજને પરાર્ધ તો અંકમાલાનો મેરુ ન હતો, મધ્યમણકો હતો. જગત્ આશ્ચર્યોથી ભરેલા રાજસ્થાનના ઇતિહાસોમાંથી કો વીરદૃષ્ટાંત વર્ણવતા ત્યારે સભાજનમાં અદ્ભુતતા છવાઇ રહેતી. યતિમુનિઓના રાસાઓમાંથી કો કાવ્યદૃષ્ટાંત ભાખતા અને ઘોરઅંધારી મધરાત રાતમાં કો અભિસારિકાને હવેલીને માળેથી હાથણીની શુંઢ ઉપર પાયપાંખડી મેલી સંકેતવાટે જતી આવતી શબ્દચિત્રે ચીતરતા ત્યારે જેટલો કવિતાનો કાવ્યાનંદ પ્રસરતો એટલોજ અનાચાર પ્રત્યે વિરાગભાવ પ્રગટતો. સાધુજીવનની તપશ્ચર્યા દાખવે તો, સનાતન ધર્મથી ભિન્ન, જૈનસંસાર ને જૈનસંસ્કૃતિ ખડાં થતાં. ન્યાય ને શીલસુરીની ગહનતાભરી જ્ઞાનગુફાઓ ઉપાડે તો જાણે એનાની ખાણોમાં જોયું. સંસારીઓમાં તપ ગાંધીજીમાં જોયું; સંન્યાસીઓમાં તપ શ્રીલાલજી મહારાજમાં જોયું: ને સંસાર કરતાં સંન્યાસમાં તપ અધિકેરૂં હોય એ તો કુદરતીજ છે ને! જેવો દેહરંગ, તેવોજ યમસંયમનો એમનો આત્મરંગ ગોરો હતો: દેહની કે રંગની ખાપ ઝુખાવ્યા વિના કેમેય અળગા નાજ થાય. વૈરાગ્ય તો જાણે

નાડીઓ અગ્નિનુ લોહી ને હૃદય કેરા ધબકારો ને પ્રાણુના તો જાણે જીવનનો શ્વાસોચ્છ્વાસ પ્રાણુને શ્રીલાલજી મહારાજ બીજાજ દુનીઆના વતની લાગતા આ દુનીઆમા તો

ન ત્વત્સમોસ્ત્યભ્યધિકઃ કુતોન્યઃ?

તારા સરીખડો બીજો દેખીશ ત્યારે દાખીશ ને દાખવીશ દુનીઆને દુનીઆ તો મહાની મતલબીજ છે

આત્મશ્રીયં નીહાળવા એવા આત્મશૌર્યના માગની ઝાંખી કરવા કે એ મુક્તિ-માર્ગની ઝપનાવતા આત્માએ જોઇએ. વૈરાગ્યની વીરતા પારખવાને આખવડી જાડુ જોનારી કે આંતાતરુ આલોચનારી નહીં, પણ ઉંડુનીરખક ને મૂલ્યપારખ જોઇએ. સંસારીઆમા સત્યરસશોધક ને વૈરાગ્યપારખ આંખ બધાને ક્યાં હોય છે?

વિ સ. ૧૯૬૨નું ચોમાસુ ગુજરાત કાઠીઆવાડમા નિષ્ફળ નીવડ્યુ હતુ શ્રીલાલજી મહારાજે શ્રાવકોના શ્રોતાઓના હૈયામા દયાના ઝરણા ત્યારે રેડ્યા તે આજે પણ વહેતા વિદ્યમાન છે

જૈન સમ્પ્રદાયે વીરત્વહીન કીધા એવુ આળ ભાખનાર હોય તેણે ઉદયપુરના ડુંગર ઓમા, જોધપુરબીકાનેરના રણુપગથારોમા, આરાવલીની ભુલભુલામણીમા સિંહ સમા વિચરતા આ ધર્મવીરના એક વારે જો દર્શન લીધા હોત તો ભુલ ભાગત.

પ્રેમ કટારી રે કે પહેરી મનુષ્ય ચાલે

× × ×

હરિનો માગ છે શૂરાનો, નહીં કાયરનુ કામ જો ને

સ્વામીનારાયણુ સમ્પ્રદાયના ભક્તિવૈરાગ્યના એ કીર્તનોમા બરેનુ વૈરાગ્યનુ વીરત્વ જૈન સમ્પ્રદાયોમાંયે ઓછુ-ઉતરતુ નથી બુદ્ધદેવના કે મહાવીર ભગવાનના મહાભિનિષ્ક્રમણુમાના કે તેમના સાધુસાધ્વીઓના સન્યસ્તાશ્રમમાના



ધર્મવીર માર્ટીન લ્યુથર

શ્રીલાલજી મહારાજ પ્રભુ નહતા, પ્રભુના અવતાર નહતા ધર્મસંસ્થાપક નહતા, પેગમ્બર નહતા શ્રીલાલજી મહારાજ સાધુ હતા, સંત હતા, આચાર્ય હતા જ્ઞાન, ભક્તિ, શીલ, તપ, વૈરાગ્યની સત્પ્રવૃત્તિના આત્મસમૃદ્ધ ધર્મવીર હતા જગતકલ્યાણમાના કોઇ તે નહતા, જગતના ધર્મપ્રવર્તકમાના એક તે હતા. તે દેવ નહતા, સાધુ હતા સંયમ પાળતા, ને

સંસારમાં શ્રીલાલજી મહારાજ નૈષ્ઠિક બ્રહ્મચારીજ રહ્યા, ને માનકુંવરબાઇ અખંડ સૌભાગ્યવંતાજ રહ્યાં. સંસારની ને વૈરાગ્યની સૌભાગ્યસુંદરી ઓઢી-નેજ માનકુંવરબાઇ મૃત્યુનિદ્રામાં પોઢ્યાં. પત્નીભાવના કે પતિભાવનામાં હતાશ થએલાં, કે જીવન-વિધ્વંસાએલાં ભગ્નાશ પોતાને માનતાં, નજ્જની-મોટે ભાગે-ઇંદ્રિયઆરઝુના રુદનથી સારો સંસાર ગજાવતાં, આપણા નવસંસારનાં કેટ-કેટલાં 'પ્રેમજોગીઓ' તે આ જોગીજોગણના



મહર્ષિ દયાનંદ

દાંપત્યજોગમાંથી શા શા સદ્બોધ લેવાના નથી? આર્યસંસારનું આજ સફલ દાંપત્ય: આર્યસંન્યાસ-તુયે આજ સફલ દાંપત્ય: એ જોગીજોગણ-નું-ઉભયનું આજ પરમ દાંપત્ય, ને ઉભયનું આજ પરમ નૈષ્ઠિક બ્રહ્મચર્ય. ઇશ્વરના આશી-ર્વાદ ઉતરો એ આર્યદાંપત્ય ઉપર: અત્યારે-આ યુગમાં પૃથિવીપાથર્યા સ્થૂલપૂજા ને સુખપૂજાના આજના નવજગતમાં, એ ગેબી ઇશ્વરી આશીર્વાદની દાંપત્યજીવનને જરૂર ગ્રાઝી છે.

નવગુજરાતના નવયુગનાં અનેક સ્ત્રીપુરુષોએ મને પુછ્યું છે કે 'કલ્પનાદેશનિવાસી તમારાં જયા-જયંત માનવજગતમાં હોય તો દાખવો.' ને પછી તરતજ સદ્બોધ્યુંયે છે કે 'આ સંસારમાં તો એ દાંપત્યભાવના ફળની અ-શક્યજ છે.' એ ખરું છે કે કલ્પનાદેશનાં એ પુણ્યનિવાસીઓનું દાંપત્યબ્રહ્મચર્ય જગજ્જીવનમાં ઉતારવું કપરું છે. મહાત્માજીનું દાંપત્યબ્રહ્મચર્ય ઉત્તરકાલનું છે: પણ આચાર્યજી, શ્રી શ્રીલાલજી મહારાજ ને સાધ્વીજી માનકુંવરબાઇનાં નૈષ્ઠિક બ્રહ્મચર્યભર્યાં પુણ્યજીવનની સાધુતાથી એ શંકાશીલ પ્રશ્નકોનું-આશા રાખું છું કે-સમાધાન થશે. આર્યસંસાર હજી સાધુસુનો નથી: આશ્ચર્યો હજી સદાનાં આથમી ગયાં નથી. Truth is stranger than fiction: પ્રભુસર્જ્યાં સંસારનાં સત્યો માનવસર્જ્યાં કલ્પનાનાં સત્યોથી મહા અજબજ હોય. માનવી સર્જીને શું-ને કેટુંક-સર્જવાનો હતો? મનુકલ્પના શું એવું સૂઝશે કે પ્રભુકલ્પનાથી પર હોય, ને આકાશ-ની ગુફાઓના વિરાટભંડારોમાંયે નજ હોય?

અંધારીઆના અંધારઝળકતા આકાશમાં ઉગતી તગતગતી ને આથમતી ઉજ્જ્વળ તારક-ગણની પરંપરા તો વાંચનાર! તમે નીરખી હશે. પૂર્વાકાશમાં મંગળ કે બુધ ક્ષિતિજ પાછળથી ઉગે, મધ્યાકાશને માથે ચઢે ને ચળકે: ગગનકલાપના સેંથી માર્ગે શી મંદાકિની-ની સમીપ શનિ કે ગુરુ ઝગમગતા હોય તે ધીરે ધીરે પશ્ચિમાકાશમાં ઉતરે ને આથમે: તેજ્બંદુની પ્રકાશપરંપરા રાત્રિભર એમ ઉગતી ને આથમતી. તમે નીહાળતા હો તેવામાં,

રહ્યો. ધોળાં, પીળાં, ભગવાં, સોનેરીને યથાશક્તિ-મતિ ઓળખ્યા-પારખ્યા છે. નવાજુના અનેક ધર્મોના સાધુસંત નીહાળ્યા છે, નાના મોટા અનેક સંપ્રદાયોના આચાર્ય-બાપજી-મહારાજ-પ્રભુ-ભગવાન્ જોયા છે. જગતની અંધારી મહારાત્રિ અજવાળવા મથતા એ સહુ નાનામોટા તારલીઆઓ ઝગ-ઝગે છે. એ સકલ તારકવૃંદની વચ્ચે અમૃત-નિધાન ચંદ્રદેવ શા વિહરતા શ્રીલાલજી મહારાજ-ને નીહાળ્યા હતા. પાઠક! તારી વધુ નિર્મળી આંખે સાધુતાના ચંદ્રદેવ નીરાળા નીરખ્યા-ઓળખ્યા હોય તો મારે વાંધો નથી: પણ સાધુતાના ચંદ્રદેવ તે તારે કાજે-નીરખ્યા-પારખ્યા હોય તો એટલું મારે બસ છે. આટલુંયે પાઠક! વિનવીને યાચું છું, કારણ કે પૃથ્વીભરમાં સંસારની રાત અંધારી છે, ભવના માર્ગ હતા તેથી વિકટ ને અઘોર છે.

## ફુલપાંદડી

લેખક:

રા. પૃથુરાજ શુક્લ

ઓ પાગલ, તારી તુટેલી બીન કોને સંભળાવે છે?

શું! આ નિઃશબ્દ ઝરણને તારી બીન સંભળાવે છે? પણ તેતો પોતાના તાનમાંજ મસ્ત છે.

શું! વિહંગને તારી બીન સંભળાવે છે? પણ એ તો પોતાની પ્રિયાને રીઝવવામાંજ મસ્ત છે.

શું! પ્રભુને સંભળાવે છે, પણ તે તો મંદિરમાં ભક્તની આરતી સાંભળવામાં નિમગ્ન છે.

હા, સમજ્યો.

પણે કોઇ તેલ વગરના, લાંબા, કાળા, ગુચ્છળાંવાળા, પવનમાં આમ તેમ ઉડતા વાળવાળી ડગલે ડગલે ઇશ્કના અગ્નિની છોળો ઉછાળતી, પલકારે પલકારે ખંજર વરસાવતી શ્રમ અને શ્વાસથી ધડકતાં સ્તનવાળી આભસારિકા આવે છે.

સમજ્યો

તેને વાસ્તે તારી બીન છે.



[ચિત્રકાર] **નવયૌવના** [રા. ગોરધનભાઇ પટેલ

ગૃહિણી ગૃહમાં પ્રકાશજે,<br>
તુજ સૌભાગ્યરવિ દીપાવજે.<br>
અવની સુરભૂમિથી કરી,<br>
સખી, થાજે પ્રિયદેવી કંથની.

મંત્રશક્તિથી પોતાના પૂર્વજોની મહેનતને એળે ન જવા દેવા માટે જૈન સાહિત્યનું પ્રકાશન-કાર્ય કરવા લાગ્યા છે. ૭૦૦ પાનાના (૮૮ ફોર્મના) પાકા પૂંઠાવાળા પુસ્તકની કીંમત રૂ. ૨-૮-૦ રાખી છે એ પોતાના સાહિત્યને સસ્તું બનાવી તેનો પોતાની કોમમાં બહોળો પ્રચાર કરવાની જૈનોની ઉદાર વૃત્તિનુંજ પરિણામ છે.

મૂલ ગ્રન્થ મહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિના પ્રશિષ્ય જ્ઞાનસાગરગણિએ જીનકીર્તિ-સૂરિના 'દાનકલ્પદ્રુમ' નામના પદ્યમય ગ્રંથ ઉપરથી વિસ્તાર કરી સાદી ગદ્યમય શૈલીમાં લખ્યો છે 'શ્રી ધન્ય કુમાર ચરિત્ર' જૈન-દૃષ્ટિએ સુપાત્ર દાનનો મહિમા વર્ણવવા લખાએલું છે

બ્રાહ્મણો અને બૌદ્ધો વચ્ચે તથા બ્રાહ્મણો અને જૈનો વચ્ચે સંસ્કૃતમાં વિવિધ વિષયના મોટા ગ્રંથો લખવા માટે એક વખતે જોરાવર સ્પર્ધા ચાલતી હતી. આ સ્પર્ધાનો આરંભ બૌદ્ધો અને બ્રાહ્મણો વચ્ચે થએલો અને બ્રાહ્મણોના ગ્રંથોની અનેક અંશોમાં બરાબરી કરે તથા કેટલાક અંશોમાં સરસાઇ પણ કરે એવું પ્રતિભાશાળી તથા સ્વતન્ત્ર સાહિત્ય બૌદ્ધોએ ઇસ્વી સનના આરંભમાં ૫-૬ શતકોમાં ઉત્પન્ન કર્યું છે જૈનો આ સ્પર્ધામાં કંઇક પાછળથી આવ્યા પણ એમની બ્રાહ્મણો સાથેની હરીફાઇ ઘણા કાલ સુધી ટકી અને આ રીતે જૈનોનું જે વિશાળ સંસ્કૃત સાહિત્ય ઉત્પન્ન થયું તેમાં સ્વતંત્ર કરતાં અનુકરણાત્મક ઘણું છે. બ્રાહ્મણોના ભારત જેવું ભારત બ્રાહ્મણોની કાદંબરી જેવી 'ઉપમિતિભવ પ્રપંચકથા' વગેરે દૃષ્ટાંતો સુપ્રસિદ્ધ છે પણ આ જાતના સાહિત્યમાં પ્રતિભા નથી દેખાતી અને કલા પણ ઘણી ઉતરતી છે. પરંતુ જૈન ધર્મના મુખ્ય સિદ્ધાંતો તથા આચારોનો ઉપદેશ આ સર્વ સાહિત્યમાં ભારોભાર ભરેલો છે.

આ સાથે ઉપદેશ વગરના વાર્તાનું ખોખું તદ્દન શુષ્ક અને નિષ્પ્રાણ થઇ જાય છે. 'શ્રીધન્યકુમાર ચરિત્ર'માં પણ એમજ બન્યું છે વળી સાધારણ રીતે જૈનોએ જેવો મહિમા દાનનો વર્ણવ્યો છે તેવોજ મહિમા બ્રહ્મચર્યનો વર્ણવ્યો છે પરણ્યા વગર અને પરણી-ને પણ આમરણ તીવ્ર બ્રહ્મચર્ય સ્ત્રી પુરુષોએ પાળ્યાના અનેક સુંદર અને વખતે કરુણ દૃષ્ટાંતો જૈન સાહિત્યમાં મળે છે. પણ પ્રસ્તુત 'ધન્યકુમાર ચરિત્ર'માં આદર્શભૂત ધન્યકુમાર વારંવાર નવી નવી કન્યાઓને પરણે છે અને માતાપિતા સાથે જુની અને નવી બધી પત્નીઓ-ને તજી દઇ અન્યત્ર ચાલી નીકળે છે. બીજે સ્થળે પણ પ્રારબ્ધ બળે તથા બુદ્ધિ બળે લક્ષ્મી સાથે પત્ની પણ મેળવે છે. આ રીતે નીતિના એક અંગનો ઉત્કર્ષ દેખાડતાં બીજા અંગનો અપકર્ષ થઇ ગયો છે.

---

## સ્વીકાર

---

જેસલપરી અનુવાદકઃ ગ. શ્રુમનરામ દવે. પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ. મૂલ્ય. રૂ. ૦-૧૪-૦

રાષ્ટ્રગીત (ત્રીજી આવૃત્તિ) સંશોધક અને પ્રકાશકઃ રા. છેટુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૧૨-૦

દેશભક્ત બાબુ મોતીલાલ ઘોષ: લેખક અને પ્રગટકર્તા: રા. ગુલાભાઇ ભૈલાભાઇ ચપટવાલા. સગરામપુરા હલદીઆ શેરી સુરત. મૂલ્ય રૂ. ૦–૮–૦.

નીતિધર્મ અને સર્વોદય: લખનાર: મહાત્મા ગાંધી. પ્રગટકર્તા: ગાંડીવ સાહિત્ય મંદિર. કેળાંપીઠ સુરત. મૂલ્ય રૂ. ૦–૮–૦.

ટૉલ્સ્ટાયકે સિદ્ધાંત: લેખક: રા. જનાર્દન ભટ્ટ, પ્રકાશક: પ્રતાપ પુસ્તકાલય. મૂલ્ય રૂ. ૧–૪–૦.

અકાલી–દર્શન પ્રકાશક: રા. શિવનારાયણ મિશ્ર. પ્રતાપ પુસ્તકાલય કાનપુર. મૂલ્ય રૂ. ૦-૧૨-૦

ગાંધીજીનું નવજીવન: પુસ્તક ૭ મું. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

વણાટશાસ્ત્ર ભાગ ૧ લો. લેખક અને પ્રકાશક રા. મગનલાલ ખુશાલચંદ ગાંધી, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. મૂલ્ય રૂ. ૧–૧૦–૦.

ઇસુનો અવતાર: પ્રકાશક, સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર, મૂલ્ય રૂ. ૦–૬–૦.

હીંદ કેમ પાયમાલ થયું? સંગ્રાહક રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૮–૦.

લોકમાન્યને શ્રદ્ધાંજલિ: પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૫–૦. સાહિત્યમાં ચિરસ્મરણીય રહે એવી આ શ્રદ્ધાંજલિઓ છે. એમાં જ્ઞાન હૃદય પ્રેમ અને પૂજ્યભાવની મીઠી સુગંધ છે.

પુનર્જન્મ યાને ભમાવેલો મખ્ખીચુસ. લેખક, રા. દ્વિજેન્દ્રલાલ રોય. અનુવાદક, રા. કનૈયાલાલ ફકીરભાઇ મહેતા, ભરૂચ. મૂલ્ય–ભેટ.

મુકુલ: સંગ્રહકર્તા. સૌ. પ્રમિલા મહેતા તથા સૌ. સૌદામિની નીલકંઠ. પ્રકાશક: રા. ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય. અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૮–૦.

સંશોધક: અધિપતિ અને માલેક: રા. ઇમામશાહ લાલશાહ બાનવા. કપડવંજ.

કેળવણીનું સાફલ્ય: લેખક: રા. મુળશંકર દયારામ શાસ્ત્રી. પ્રકાશક: રા. કાંતિલાલ ગોપાળજી ભટ્ટ. પીઠડીઆ.

ઉદીચ્ય યુવક: તંત્રી રા. સુરજરામ મંછારામ ભટ્ટ. પ્રકાશક: રા. ગણપતિશંકર નારણજી દેસાઇ. કલ્યાણ મોતી ચાલ નં. ૨. ૧ લે માળે. કાંદાવાડી, મુંબઇ.

આટલું તો જાણજો: (બીજી આવૃત્તિ) ભાગ ૧ લો. લેખક: રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: રા. ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય. અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૬-૦.

સેવામંડળ–સુરત: (બીજા અને ત્રીજા વર્ષનો અહેવાલ) મંત્રીઓ: રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. તથા રા. દયાશંકર ભાઇશંકર શુક્લ.

સ્વદેશ: અનુવાદક: રા. જુગતરામ દવે. મુદ્રક અને પ્રકાશક: રા. રામદાસ મોહનદાસ. ગાંધી. નવજીવન મુદ્રણાલય. અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૨–૦.






રચનાર:

રા. મનહરરામ હરિહરરામ મહેતા,

બી. એ. મંત્રી, સાહિત્ય સંસદ.

ચિત્રકાર

રા. ઇનાયત, એ. એમ.


સાંવરાએ ધુમ મચાવી, જગતને નાચ નચાવી.

ભારતવનની કુંજ—ગલીમાં, મનહર વેણુ વગાડી,
શયનવશ પડી સુંદર બાળા તેને ઝમક જગાડી,
મોહન મંત્ર સુણાવી.

બ્રહ્મભૂમિથી આવી રાધા, સોરઠથી શુભ શ્યામા,
સનવજથી આવી શશિવદની, દક્ષિણ દેશથી રંભા,
પ્રીત પ્રભુ પર લાવી.

મગધથકી આવી મણિરાણી, મરુથકી મૃગનેણી,
માલવ દેશથી આવી રામા જેની સુંદર વેણી,
હૃદય પ્રેમે ઉછળાવી.

ગાય વસંત વાગે ડફ ઝાંઝર કર પકડી સહુ નારી,
નૃત્ય કરે મદી ધુમનો ફેલ્યો, ભરભર મારી પીચકારી,
અબિલ ગુલાલ ઉડાડી.

રંગ લાગી એ ધુન ઉડી તે, ગઈ ઉડી આકાશે,
જોઈ જગત સહુ વિસ્મય પામ્યું, આ શું કૌતુક ભાસે,
હોરી કેવી ઝમાવી



ગાંધીજી અને ગુરુઅંજલિ

ક્રાઈસ્ટ — ગોખલે — ટોલ્સ્ટોય

મધ્યમાં હૃદયદેશે 'પ્રભુ, હૃદયભવન મમ તેરી' એ કૃષ્ણચંદ્ર વિરાજમાન છે.

રસ્કીન — રાયચંદ — થોરો

# તંત્રીસ્થાનેથી

## એક પુણ્યસ્મરણ

ઇતિહાસમાં અમર રહી જનાર ૧૮મી માર્ચ થોડાજ દિવસ પર ગઇ. વર્ષ દિવસ પર તે તારીખે અમદાવાદની અદાલતમાં એ સ્પષ્ટ થયું કે સ્વાતન્ત્ર્યના એક અપૂર્વ મન્ત્રદ્રષ્ટાનું પુરાણપુરૂષ શાસકો હવે ઘણું વખત સહી શકે તેમ નથી અંતમાં ગાંધીજીને ૭ વર્ષની ટીપ મરાઇ—એવી આશાથી કે તેમની ગેરહાજરી દરમ્યાન પ્રજાનો ઉત્સાહ મંદ પડે

અને એ ગણત્રી છેક ખોટી નથી પડી એમ ગયા બાર મહીનાનો ઇતિહાસ બતાવી રહ્યો છે

પરંતુ ખાદીપ્રચાર, ધારાસભાપ્રવેશ અવિનયભંગ વગેરે ગંભીર અને અટપટા પ્રશ્નોનું મૂલ્ય ઓછું આંકયા વિના પણ એટલું તો નિઃશંક કહી શકાય કે ગાંધીજીના જીવનનું રહસ્ય આ તત્કાલિક ચર્ચાઓના ઉગ્ર વાતાવરણથી અસ્પૃષ્ટ રહીએ ત્યારેજ કંઇક સમજાય તેવું છે. એ પુરુષની ખરેખરી ઓળખ સંસ્કૃતિઓના અભ્યાસકોને મળવી મુશ્કેલ છે. તેણે કૃષ્ણની જેમ કર્મયોગ પ્રબોધ્યો છે, બુદ્ધની જેમ અહિંસાનો મંત્ર આપ્યો છે, માઝીનીની જેમ ધર્મસ્વાતન્ત્ર્યનો ધ્વજ ફરકાવ્યો છે ઇશુની જેમ આત્મસમર્પણ માગ્યું છે, લ્યુથરની જેમ સત્તાની ધાક નીચે દબાઇ ગયેલી જ્યાં સત્ત્વ રહેલી અસ્મિતાની ચીનગારીને સંકોરી રાષ્ટ્રનો સર્વથા નાશ થતો થંભાવ્યો છે: આમ, અનેક મહાત્માઓની વિભૂતિના સાધને વિધાતાએ આ એક મહાત્મા ઘડ્યો જણાય છે અને વળી જ્યારે એમ વિચારીએ છીએ કે દેશની આર્થિક અને સામાજીક ઉન્નતિ જેવા ઐહિક પ્રશ્નોને પણ તેણે વીસારે મુક્યા નથી, ત્યારે આ મહાત્માઓના મહાત્માની અદ્વિતીયતા દ્રષ્ટિ સમીપ પ્રત્યક્ષ તરી આવે છે

તે મુક્તાત્માને બંધનમોક્ષની આળપંપાળ નથી. જીવનભરની તપશ્ચર્યાએ તેને તો સ્થિતપ્રજ્ઞ સમી નિશ્ચળ શાન્તિ ને અખંડ આત્માનંદ અપાવ્યાં છે છતાં પણ આપણા પોતાના આશ્વાસન માટે અને આપણી શિષ્યત્વની યોગ્યતા સાબીત કરવા માટે એ મહાત્માને બંધનમાંથી મુક્ત કરાવવા એજ આપણું તાત્કાલિક પરમ ધ્યેય હોવું જોઇએ અને તે આપણે જેટલી ત્વરાએ એ મહાપુરુષની ભાવનાઓ તથા હૃદયબળ આપણાં કરીશું તેટલી ત્વરાએ સિદ્ધ થશે એ નિઃશંક છે

## પ્રજાબંધુનો રૌપ્ય મહોત્સવ

અમદાવાદના સાપ્તાહિક પ્રજાબંધુને ગઇ તારીખ ૨જી માર્ચે પચ્ચીસ વર્ષ પુરાં થતાં એ પત્રે પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવ્યો. વાણીઆશાહી વૃત્તિને આધીન ન રહેતાં એ પત્ર પોતાનો મત નીડરતાથી અને નિશ્ચિન્તપણે જાહેર કરતું આવ્યું હોવાથી ખમવું પડ્યું છે. કે કે લોકોના દુઃખના નિવારણાર્થે એણે સતત પ્રયાસ કરી વિજય મેળવ્યા છે અને કે કે પ્રસંગે એણે સ્વતંત્રતાથી

સત્ય માર્ગે લોકમતને દોરવ્યો છે. તેથી આ શુભ પ્રસંગે આ પત્રને અમે અભિનંદન આપીએ છીએ. વિશેષ અમારી એવી માન્યતા છે કે હાલની સ્થિતિમાં ગુજરાતી સાપ્તાહિક જો વર્તમાનપત્ર અને માસિકના મિશ્રણરૂપે પ્રકટ થાય તો તે વિશેષ આકર્ષક બની તેનો પ્રચાર વિશાળ થાય. એટલા સારુ ભાઇબંધ પ્રજાબંધુને અમે વિનંતિ કરીશું કે જો તે પોતાનું કદ જે હાલ અમને જરા નાનું લાગે છે તે મોટું કરી સાંસ્કારિક દૃષ્ટિબિંદુથી લખાયલા લેખોને પણ અવારનવાર સ્થાન આપશે તો એની લોકપ્રિયતામાં વૃદ્ધિ થશે એટલુંજ નહીં પણ એનો પ્રચાર બહુ વિશાળ થઇ ગુજરાતમાં એ એક સત્તા સમાન થઇ પડશે. અંતમાં એ પત્રને અમે પુનઃ અભિનંદન આપી એની ઉત્તરોત્તર વૃદ્ધિ ઇચ્છીએ છીએ.

## ગુજરાત વિદ્યાપીઠના સંગીતમંદિરનો અભ્યાસક્રમ

અમે અમારા માર્ગશીર્ષના અંકમાં સંગીતના સંબંધી લખેલી નોંધને લઇને અમારા પર આચાર્ય ગીડવાણીનો પત્ર આવ્યો છે. એમાં સંગીતમંદિરનો અભ્યાસક્રમ પ્રસિદ્ધ કરવા અમને સૂચના કરવામાં આવી છે. તે સૂચનાનો સ્વીકાર કરી અમે એ ક્રમ જે વધુ સરળ ને સુવ્યવસ્થિત થવાની જરુર છે તે નીચે પ્રસિદ્ધ કરીએ છીએ.

### સંગીતમંદિરનો અભ્યાસક્રમ.

**૧ લું વર્ષ—**

શાસ્ત્ર—(થીઅરી) સપ્તસ્વર, અવરોહ, તથા સાદા સ્વરાલંકાર.

પ્રત્યક્ષ પ્રદર્શન (પ્રેક્ટીસ) નીચેના રાગોની ચીજો સાદા તાન આલાપ સાથે ભૂપ, કલ્યાણ, આસા, મારા, કાફી આ દેસ, સારંગ, ખમાજ, ઝીંઝોટી, કાફી, માઢ, આસાવરી પીલુ તથા ભૈરવી.

**૨ જું વર્ષ—**

શાસ્ત્ર—બધા સ્વરાલંકાર, ગ્રામ, શ્રુતિ મૂર્ચ્છના વી. નું જ્ઞાન.

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડત આવડવું જોઇએ.

દાદરા, ધુમાડી, કેરવા, એકતાલ, ત્રિતાલ ચૌતાલ, રૂપક, તેવરા જપતાલ, તર સુરફાકતા, ધ્રુપદો, તરાણા, અને તાનાલાપ ની સાથે નીચેના રાગની ચીજો.

હમીર, ગૌડસારંગ, બાગેશ્રી, શંકરા, સિંધુરા સોહની, કમોદ, કેદાર ભીમપલાસ, બીલાવલ

**૩ જું વર્ષ—**

શાસ્ત્ર—ચીજોનું સ્વરલેખન, (નોટેશન) અને ઉચ્ચતાનાલાપનું જ્ઞાન

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડતાં આવડવું જોઇએ.

દીપચંદી, ધમાર, જુમરા, આડાચૌતાલ, પંજાબી.

નીચેના રાગોની ચીજો—

નટ, કાનડા, બિભાસ, પરજ, તોડી, લલત મુલતાની, હીંદોળ, ગૌંડ મલ્હાર, ધનાશ્રી. પુરબી, આડાણા, તથા કાલિંગડા.

**૪ થું વર્ષ—**

શાસ્ત્ર—ગમે તે ચીજોનું સ્વરલેખન તથા સારીગમ કરતાં આવડવું જોઇએ. જુદા જુદા રાગો વચ્ચેના ફરક પારખવો. સંપૂર્ણ તાનાલાપ સાથે ચીજ ગાવી.

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના રાગોના તાલ વગાડવા.

ભૈરવ, માલકંસ, કલ્યાણ, પુરીઆ, બહાર મલ્હાર, વસંત જેજેવંતી.

---

"ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં ... નં. પ૦ મેરાજ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક